# ઉમ્મર ખય્યામની રૂબાઇયાત

તેનાં

## જીવન ચરિત્ર સાથે





સત્યપ્રકાશક
કાર્યાલય

૭૦, ચીપીટેન્કરોડ.
મુંબઈ નં. ૪.

ફારસી વૈજ્ઞાનિક કવિ

# ઊમર ખય્યામની રૂબાઇઆત્

તેના

## જીવન વૃતાંત સાથે

પ્રયોજક:

હરિલાલ દ્વારકાદાસ સંઘવી
"શ્રીકૃષ્ણનો સંદેશ" અને "નંદનવનને આંગણે"ના અનુવાદક
અમરેલી-કાઠીયાવાડ

પ્રકાશક:

સત્ય પ્રકાશક કાર્યાલય,
અમરેલી-કાઠિયાવાડ.

કિંમત રૂપીઓ એક.

# અર્પણ

મ્હારા

પૂજ્ય માતા પિતાને ચરણે

આ પુસ્તક દીનભાવથી નજર કરૂંછું

લી.

એમનો જીવનભરનો રૂણી બાલક

**હરિલાલ**

# પ્રકાશક તરફથી

**વિચાર કરતાં વિધી હસેછે!**
**ધન દાટતાં ધરણી હસેછે!**
**બખતર પહેરતાં કાળ હસેછે!**

આ મુજબ વિધિના ગર્ભમાં શું હશે? તે કોણ જાણે! સને ૧૯૧૬ના અરસામાં સ્વ. હાજીમહમદ શેઠ પાસે કામ કરતાં મ્હને ખ્યાલ પણ નહોતો કે "ઉમર ખય્યામ"નાં પુસ્તકનું પ્રકાશન મારા હાથે ઈ. સ. ૧૯૨૭માં થશે.

સ્વ. શેઠ હાજીમહમદનો "ઉમર" પાછળનો જે ખરેખરા શબ્દોમાં કહું તો "ગાંડો અભ્યાસ" અને અથાગ સંગ્રહ અને તે પ્રકટ કરવાની તેની પ્રબળ લાલસા અને તે માટે તો આગળથી બનાવેલા સુંદરમાં સુંદર ચિત્રો તથા તે વસ્તુ ઉપર તે પુસ્તક કેવા શણગારથી બહાર પાડવું, તે ચર્ચા જેણે સાંભળી હોય તેને જ ખ્યાલ આવી શકે કે તેઓ તેની ૧૦૦૦ પ્રત પાછળ રૂ. ૮થી ૧૦ હજાર ખર્ચવાના હતા. પણ આજે તો તે જ્ઞાની આત્માનાં તે કાર્યનો ભાર તેમના સુપુત્રો ઉપર જ રહે છે.

મ્હારા તેમની સાથેનાં વસવાટ દરમ્યાન રા. રા. હરિલાલ દ્વારકાદાસ સંઘવી પણ આ વસ્તુના ઉપાસક છે તેમ તેમણે જ મને કહેલું; કે:—"આ માણસ પણ ઉમરનો અભ્યાસી છે; કોઇક દિવસ સુંદરમાં સુંદર વસ્તુ ગુજરાતને ચરણે ધરશે ખરો."

ભાઈ હરિલાલ અને હું એકજ ગામના હોવા છતાં અમારે તે વિષયમાં કશી વાતચીત કોઈ વખત પણ થયેલી નહિં; પણ જ્યારથી સ્વ. હાજીનું મરણ થયું ત્યારથી તેઓ મને મારા ગામમાં જ્યારે જ્યારે મળતા ત્યારે ત્યારે પૂછતા કે, " પેલા ઉમર ખય્યામના સંગ્રહનું શું થયું ?" મને થયું કે, આ અમૂલ્ય સંગ્રહ માટે આ આત્માનો કેવો અને કેટલો વલોપાત છે. પણ તે વાત તો અદ્ધર છે. ત્યાં ૧૯૨૭માં મારા વતનમાં રા. રા. હરિલાલભાઇને મળવું થતાં તેમનું પુસ્તક પ્રકટ કરવાની મારી ઇચ્છા તેમને મેં કહેતાં તેમણે તે તુરત જ સ્વીકારી અને વધુ ખૂશી થવા જેવું તો એ છે કે તેમણે આ બાબતમાં મારી પાસેથી કશોય આર્થિક લાભ નથી લીધો અને તદ્દન નિઃસ્વાર્થતાથીજ મને પ્રગટ કરવા સોંપી આપેલ છે. ટાઇમનાં ખરેખરા અભાવે આ પુસ્તકમાં મારાથી ચિત્રો મૂકી શકાયાં નથી તે બદલ મને ઘણું લાગેછે. પ્રભુ કૃપા હશે તો બીજી આવૃત્તિ કાઢવા સમય આવશે તો તેમાં ચિત્રો મુકવા મારો ઈરાદો છે.

લી. સેવક

**સત્ય પ્રકાશક કાર્યાલય**
૪૭, સી. પી. ટેંકરોડઃ–**મુંબઇ. ૪.**

**પ્રાણજીવન કરશનજી દેશાઈ**
માલેક–**સત્ય પ્રકાશક કાર્યાલય**
૪૭, સી. પી. ટેંકરોડ–**મુંબઈ નં. ૪**

# પ્રસ્તાવના

પૂરાં પંદર વર્ષ પરની જીવન-સ્મૃતિ જાગે છે: અમરેલી શહેરમાં તે સમયે એક સાહિત્ય-રસિકોનું મંડળ ચાલતું: નૂતનશ્રી, બાલશ્રી, સ્નેહી, એવાં તખલ્લૂસો વડે યુવકોની દુનિયાને મોહ પમાડતા થોડા મસ્ત યુવકો 'સહકાર' નામનું એક સાહિત્ય-માસિક ચલાવતા. એ 'સહકાર'ની આંબા-ડાળેથી કૈં કૈં કથાઓની ને કવિતાની કાચી, ખટમધૂરી શાખો ખરતીઃ કલાપીનું 'હમીર-કાવ્ય' તે સમયે મુદ્રણાલયમાં ગયા પહેલાં આ સાહિત્ય-રસિકોના કાવ્ય-નિકષ પર ચડીને વંચાતું હતું. સ્વ. કવિ કાન્તની સાથે ઘાટા પત્રવ્યવહાર અને પ્રત્યક્ષ પરિચયનો અધિકાર ધરાવીને એ મંડળ પોતાનું ગૌરવ સમજતું હતું. કવિશ્રી ન્હાનાલાલ આવે ત્યારે 'સ્નેહી' તખલ્લુસધારી યુવક કવિશ્રીની સાથે અરધી ગાદી દબાવીને બેસતા હતાઃ કલાપી-યુગનો એ મધ્યાન્હ હોઈ, છાપેલ કાટલાં જેવી કલાપીની ગઝલો વડે અમારી અભિરૂચી બંધાતી, અને ફારસી શબ્દોના થોકેથોક વડે ઉભરાતી ભાઈ 'સ્નેહી'ની, પ્રત્યેક દિવસની બે ત્રણને હિસાબે રચાતી ગઝલોનું ગાન એ ભાઈના ધીરા ઘેરા ગળામાંથી સાંભળીને સમજ્યે વણ સમજ્યે પણ અમે કેમ જાણે ઈરાનના કોઈ બુલ્બુલે ગાજતા ગુલીસ્તાનમાં બેસી સૂરાપાન કરતા સુફીઓ હોઇએ એવો તૌર અનુભવતા! વીસમી સદી હજુ નહોતું નીકળ્યું. પણ હાજી મહમ્મદ નામના કોઈ મુંબઇ નિવાસી મુસ્લીમની પાસે ઉમ્મર ખય્યામના સાહિત્યનું આખું અલાયદું પુસ્તકાલય હોવાની વાત અમરેલીની અંદર 'અલીબાબાને હાથ આવેલ અરેબીઅન ખજાના'ની ઘટના શી અદ્દભૂત, ગુપ્ત રાખવા લાયક અને રોમાંચક લાગતી! અમે

ઉમ્મર ખય્યામની બીજી કશી હકીકત જાણતા નહોતા. એ જમાનાની પાંચમી છઠ્ઠી અંગ્રેજી ચોપડી ભણતા અમે નિશાળીયા હતા. પણ બસ 'વસંત' માસિકમાં 'સ્નેહી'ની સહીથી ઉમ્મર ખય્યામની રૂબાઈઆતોનું ભાષાન્તર છપાય તે વાંચવાથી અને એની વાતો કરવાથી અમે જાણે કે ઉમ્મર ખય્યામના સાહિત્યનું અવગાહન કરી વળ્યા હોઇએ એવો અમને નશો ચડતો.

પંદર વર્ષ પૂર્વેનું, કોઇ મહાગતિ કરવા પહેલાં લગાર આરામ લેવા થંભી ગયેલા સૈન્ય સમું લાગતું ગુજરાતી સાહિત્યઃ અમારી વિદ્યાર્થીજીવનની, કૂપમંડૂકને શોભતી સાહિત્ય-રસિકતાઃ યૌવનના પ્રથમ ઉગમને અતિ સહજ એવા વિષાદજનક, વિલાસ પ્રેરક, વધુ પડતા કોમલ તો યે રસ જગવતા કલાપી-સાહિત્યનું જ વાતાવરણઃ સુફીઝમની થર્ડ્ડા તર્ડ્ડા વાતોઃ અને ભાઇ 'સ્નેહી'નું ગઝલ-ધુરંધર કવિપદ! એવો મામલો જામ્યો હતો.

તે પછી માત્ર અરધો દશકો જ વીત્યો. અમરેલી ખાતેની નાની શી તોયે પ્રથમ સાહિત્ય-દિક્ષા દેનાર મંડળીના 'સહકાર'ની આંબા-ડાળો ઉખડી ગઈ. તખલ્લુસો બોલતાં બંધ થયાં. ગીત કવિતાઓનો નશો જીવન-વિગ્રહના જળ-છંટકાવથી ઉતરી ગયો. અને કોઇને વૈદકની ગોળીઓ વાળતા, કોઈને શાળા ભણાવતા, તો ભાઇ 'સ્નેહી'ને અમરેલીની બજારમાં દુકાને ચડી મોટાં મોટાં છાબડાં પર દાણા ને કપાસીઆની ગુણીઓ તોડતા દીઠા!

એ ગુણીઓ તોડતા અને રાખમાં શરીર રોળતા વેપારી ભાઇને આજે ઓચીંતા એક દાયકા પછીને પ્રભાતે 'ઉમ્મર ખય્યામની રૂબાઇઆતો'નું પોતાનું જૂનવાણી ભાષાન્તર પ્રગટ કરવાનું સાહસ ઉઠાવતા દેખીને થોડું વિસ્મય થાય છે. એથી અધિક હર્ષ અનુભવાય

છે, કે વેપારની રજભરી ને પાઇ પાઇના ચોક્કસ હિસાબો કરતી દુનિયામાં ઉમ્મર ખય્યામ સરખાના મસ્ત સાહિત્યને સ્થાન લાગે છે ખરૂં. સાહિત્યના સર્વદેશીય પ્રવાહ–રેલનનું એ એક સુચિન્હ લાગે છે. સાહિત્ય અને કવિતા કેવલ આરામ ખુરસીઆ ધનિકો અથવા પગારદાર વિદ્વાનોને કાલ–ક્ષેપ કરાવનાર નૃત્ય–દાસીનું કાર્ય ત્યજી, બધા યે વ્યવસાયોમાં પડેલી, હીન આનંદો ભોગવતી સમગ્ર જનતાના આત્માની અંદર સૌંદર્ય રસ વર્ષનારી મેઘધારા બને, એ સાહિત્યકારોનું નિશાન છે. એ કવિતાનાં અમીવર્ષણને યથાશક્તિ ઝીલી લઇ, અનેક વેરાનો સરખા શુષ્ક ધંધામાં પડેલાં માનવીઓની ઉચ્ચ પિપાસા છીપાવનાર નાનાં મોટાં સરોવરોની ગરજ સારવામાં ભાઇ સ્નેહી જેવા જૂના રસિકો મહદ્ સેવા આચરી શકે–જો ધારે તો.

સ્વ. હાજીના વિદેહ પછી 'ઉમ્મર ખય્યામ'નું રસસાહિત્ય જાણે એના પુસ્તકાલયનાં તાળાં ચાવીમાં જ રહી કોઇ જન્તુઓના જઠર ભરવાને જ સરજાઇ ગયું એવી આપણને ચિંતા હતી. અને હજુ 'રૂબાઇઆત' સિવાયની સામગ્રીની તો કોણ જાણે શી' અવસ્થા માંડી હશે. હાજીના કબજામાં હતાં તે ચિત્રો પણ કદાચ હમણાં તો પ્રકાશ પામશે નહિં. છતાં આ દરમીઆન 'રૂબાઇઆતો'નાં યથાશક્તિ ત્રણ ત્રણ અનુવાદો ગુજરાતીમાં આટલી ત્વરાથી ઉતરી પડયાં જોઇને શ્રદ્ધા બંધાય છે કે એ સાહિત્યને પ્રોત્સાહક સત્કાર મળશે તો ઉમ્મરનું અન્ય સર્જન પણ અજવાળે નીકળી શકશે.

'રૂબાઇઆતો'નું મહત્વ પશ્ચિમ પ્રદેશમાં તો સારી પેઠે અંકાયું છે. એ તો અખંડ રસ ઝીલતાં, વિધવિધ કલમમાંથી નીતરેલાં અંગ્રેજી પદ્યાનુવાદો તો કયારનાં યે અંગ્રેજી સાહિત્યની ફુલવાડીમાં ફોરી રહ્યાં છે. વિધ વિધ દૃષ્ટિએ એક કરતાં વિશેષ અનુવાદો અથવા સંગ્રહો

કરવાની ઉદાર પદ્ધતિ પશ્ચિમમાં નિઃસંકોચ સ્વીકાર પામી છે. એ પ્રજાની સુરેખ અભ્યાસની મક્કમતા ભરી તાલાવેલી એ એકજ વાત સ્પષ્ટ થાય છે કે, જગતના ઉત્કૃષ્ટ સાહિત્યનું નિરનિરાળું સંપાદન કશી ઇર્ષ્યા જગાડ્યા વગર ધપતું જ રહ્યું છે. ને એ તમામની અગત્ય પણ વાચક સમુદાય મુક્ત કંઠે સ્વીકારે છે. આપણા સાહિત્યમાં પણ એવી સહિષ્ણુતા—બલ્કે એવી ઉદાર સન્માન-વૃત્તિ ફુટી નીકળતી જોવાય છે.

પ્રગટ થયેલા ત્રણે સંગ્રહોની તૂલના કરવા માટે કોઇ એકાદ સંગ્રહની પ્રસ્તાવનામાં બેસી ન જ જવું જોઇએ. એટલી સભ્યતા માટે પ્રસ્તાવનાકારો જવાબદાર જ હોય છે. વળી તૂલનાનું સાહસ આદરવાનો સમય હજુ અપરિપકવ છે. હજુ તો રૂબાઇઆતોના અસલ ફારસી ગ્રંથનું તો શું પણ વિશ્વસનીય અંગ્રેજીઅનુવાદનું પરિશીલન પણ આપણા સાહિત્ય-જગતમાં નજીવું જ હશે. એટલે આપણા અનુવાદોની ઉત્કૃષ્ટતાઓ તેમ જ ઉણપોનો ઉકેલ હજુ આઘેરો રહેશે. પ્રસ્તુત અનુવાદ પરત્વે તો એટલું જ કહી શકાય, કે અનુવાદક ફારસીના શોકીન અભ્યાસી હોઇ, એમણે અસલ વસ્તુનો ગાઢ પરિચય મેળવ્યો હશે. ને એના હાર્દને સ્પર્શી શક્યા હશે. મસ્તી અને ગ્લાની, ઉલ્લાસ અને હતાશા, ઉપભોગ અને વૈરાગ્ય, સૌંદર્યોપાસના અને તત્વચિંતનઃ એવાં દ્વંદ્વો વચ્ચે થઇને અથડાતી ફૂંસાતી વહી જતી ખય્યામની આ ફિલ્સુફીમય કાવ્ય-સરિતાને અનુવાદના આરા વચ્ચે સરલ પ્રવાહે ચડાવી દેવાનું કાર્ય અતિ કઠિન છે. પ્રથમ તો એ સંકલનો બેધે અખંડ કાવ્ય જ નથી. વર્ષા ઋતુના અસ્થિર આકાશમાંથી અનિયમિતપણે ઉતરતા ક્ષણિક તડકા છાયા, ક્ષણિક જળ-ઝાપટાં, ક્ષણિક ઉકળાટ ને ક્ષણિક શીતલતાના પરસ્પર અસંબદ્ધ છતાં પણ મનોરથ વર્ષણ સમું જ આ રૂબાઇયાતોનું કવન છે. કોઈ અપ્સરાએ, સ્નેહ-જીવનની શાંત અને રૌદ્ર ભાવોર્મિના સામટા

આસ્વાતો ખાતાં ખાતાં પોતાને કંઠેથી હાર ઝંટયો હોય. ને એ હારનાં ઝીણાં મોટાં રંગબેરંગી મોતીડાં પોતાની સુરેખ પરોવણ ગુમાવી બેસીને જળમાં, સ્થળમાં, કાદવમાં કે ફુલવાડીમાં અસ્તવ્યસ્ત વિખરાયાં હોય તેવાં, પોતાની ઘડાબંધી ખોઈ બેઠેલાં આ ઉર્મિગીતો છે. એની અંદર આપણી પ્રજાના ભૂતકાલને અજાણી એવી વિદેશી ફિલ્સુફી ભરી છે. આવી કઠિનતાઓ વચ્ચે અનુવાદકનો માર્ગ દુષ્કર છે. છતાં ભાઇ સ્નેહીને એમના લાંબા કાળના ભાષા–પરિચયથી તેમ જ ભાવ–પરિશીલનથી ઉમ્મરનું હૃદય ખોલી બતાવવાના વિશ્વસનીય અધિકારી આપણે ગણી શકીશું.

ભાઇ સ્નેહીના કાન જરા વધુ સંગીત પ્રિય હોત તો આ અનુવાદ વાંચવામાં હ્રસ્વ દીર્ઘના અસ્વાભાવિક અને નિયમહીન ઉચ્ચારણો ગોઠવવાની જે કઠિનતા આપણને પડે છે તેનું બહુ સ્હેલાઇની નિવારણ કરી શકત. થોડી વધુ કાળજીથી માત્રામેળને ખાતર મૂકાયેલા અર્થહીન શબ્દોને ચુંટી કાઢી નખાત. પંદર વર્ષ પહેલાં થયેલા અનુવાદની પુનરાવૃત્તિ કરી જવાથી કાર્ય ઘણા સુધારા પર આવત. ફારસી સંસ્કૃત શબ્દોને પાસેપાસે મૂકીને તેઓને પરિચય વંચિત—unintroduced–પાશ્ચાત્ય પ્રવાસીઓની માફક એક બીજા તરફ અકળાતા, વક્રદષ્ટિ તાણતા ને ઘુરકતા રાખવાની પરિસ્થિતિ પણ આપણે ભાષા સમૃદ્ધિને ખાતર વ્હેલી વ્હેલી ટાળવી પડશે. ને એવા કાર્યમાં, બન્ને ભાષાના વ્યાસંગી ભાઇ સ્નેહી સરખા સાહિત્ય રસિકો મોટો ફાળો આપી શકે. બન્ને ભાષાઓ વચ્ચે પ્રીતિજન્ય સમાગમ સધાવો ઘટે છે. બીજી આવૃત્તિમાં આટલું લક્ષ્ય રખાવા પૂરતો જ આ અંગૂલિ નિર્દેશ છે.

આ પુસ્તકનું સબળ અંગ તે 'ઉમરનું જીવનવૃત્તાંત' છે. મળી શક્યાં તેટલાં પ્રામાણિક સાધનો વડે સમૃદ્ધ થયેલી એ જીવન–કથા આવા સાહિત્યને અનેક આક્ષેપોથી ને ગેરસમજોથી મુક્ત કરવા માટે

સાક્ષીરૂપ થઇ પડે છે. રૂબાઇઆતોનું વાચન આપણને સમશ્યામાં નાખે છે કે આ બધું શું છે? લાલસા? કે પ્રભુપ્રેમની મસ્તી? ઉપભોગ? કે વૈરાગ્યની ખુમારી? આ શું શરાબની અને વિલાસની હીમાયત હશે? ઉમરનું જીવન પોતે જ આ શંકાઓનો રદીઓ છે. કથા કહે છે કે એ જ્ઞાની હતોઃ ભુગોળ, ખગોળ અને ગણિતશાસ્ત્રનો ધુરંધર વિદ્વાન હતો. એનું જીવન ચિંતનશીલ હતું. આવો માનવી ઉઘાડેછોગ છાકટાવેડાનાં સ્તવગાન શીદ લખે? લાલસાના દેવાલયમાં એનો પૂજનથાળ ચડે જ કેમ? નક્કી એણે પોતાની ભાવનાને મસ્તીએ ચડાવવા માટે શરાબીનાં રૂપકો યોજ્યાં લાગે છે. શરાબી એટલે કાવ્ય-મસ્તીઃ સૌંદર્યપ્રેમઃ એવું જ હશે.

ગોપીભાવે કૃષ્ણને ભજતા વૈશ્નવપંથી કવિઓ: દયારામ, મીરાં ને નરસિંહ: તથા છેવટ સુધીનો શ્રૃંગારરસ રેલાવી પ્રભુને પ્રિયતમા સ્વરૂપે ભજતા સ્વામીપંથી નિષ્કુલાનંદ ઇત્યાદિઃ એ સહુની કવિતાને કયા અર્થમાં ઘટાવવી, એ હજુ એક અણઉકલ્યો કોયડો જ છે. ટાગોરની ગીતાંજલિ ઇત્યાદિ સખીભાવથી છલકાતી કવિતાઓ આજે ઉત્કૃષ્ટતાની કક્ષામાં ખપતી હોવા છતાં એક દિવસ ઇતિહાસને એ મુંઝવશે. પ્રેમલક્ષણા ભક્તિનો પંથ ખાંડાની ધાર પર મંડાયો છે, એ કાવ્યોના સૃજનારા સ્થૂલ દેહે તો લાલસાનું સદંતર છેદન કરી ચૂકયા હતા, એમણે તો ફક્ત પોતાના ભક્તિભાવને ઠલવવાનું પરમ પાત્ર પ્રેમલક્ષણાનું જ જોયું: આવું આવું આપણને અનુભવીઓ કહે છે. છતાં એક યુગને પ્રભાતે જનતા આ બધું સાહિત્ય નિરખી અકળાશે. અત્યારે તો સખીભાવની-ગોપીભાવની-પ્રેમલક્ષણાના બચાવ કરનારાઓને માટે ઉમરની રૂબાઇઆતોમાં કશી સમસ્યાને સ્થાન જ ક્યાં છે?

ભાવનગર
તા. ૯ : ૭ : ૨૭

**ઝવેરચંદ મેઘાણી.**

# નિવેદન



ઇ. સ. ૧૯૧૨ .માં જ્યારે મેં એડવર્ડ ફિટ્ઝજરાલ્ડની લખેલી "ઉમર ખય્યામની રૂબાઇઆત" વાંચી ત્યારે જ ઉમર ખય્યામની ઉપલબ્ધ હોય તેટલી બધી રૂબાઇઆત એકઠી કરીને ગુર્જર સાહિત્યને ચરણે ધરવાની મને જીજ્ઞાસા થઇ હતી. પરન્તુ છેક ઓગણીસમી સદીનાં અંત સુધી હિંદુસ્તાનમાં ઉમર ખય્યામને કોઇ ઓળખતું નહોતું એટલે તેનું બધું સાહિત્ય મેળવવું અશક્ય હતું. તો પણ જેટલું મળ્યું તેટલાથી સંતોષ માનીને મેં એજ સાલના સપ્ટેમ્બર ઓકટોબર અને નવેમ્બર માસના "જ્ઞાનસુધા"માં ફિટ્ઝજરાલ્ડની લખેલી" ઉમર ખય્યામની ૭૫ રૂબાઇઆતનો ગુજરાતી અનુવાદ તેના જીવનચરિત્ર સાથે પ્રસિદ્ધ કરાવ્યો.

મારૂં આ ભાષાન્તર ઘણું ક્ષુદ્ર હતું. તોપણ ઉમર ખય્યામના પ્રસંશકોમાં તેણે તીવ્ર ચર્ચા જગાડી હતી. સ્વ. હાજી મહમદે તો મારી પાસે ઉમર ખય્યામનું શું શું સાહિત્ય છે, અને હવે પછી હું શું કરવા માગુંછું, વગેરે માહિતી મેળવવા પ્રયાસ કર્યો હતો. પણ હું શું માહિતી આપી શકું? મારી પાસે કાંઇ સાહિત્ય ન હતું. હું તો હજી સાહિત્ય એકઠું કરી રહ્યો હતો. એટલે મેં આ સંબંધી કાંઇ લાંબો વિચાર ન કર્યો અને મારૂં કામ શરૂ જ રાખ્યું.

ઇ. સ. ૧૯૧૩ માં અમરેલીના એક ફેરીવાળા પાસેથી મને લખનૌની લીથોમાં છાપેલી ઉમર ખય્યામની ૫૦૦ રૂબાઇઆતવાળી ફારસી આવૃતિ અકસ્માત મળી ગઇ. અને ઇ. એચ. વ્હીનફીલ્ડની

ઇ. સ. ૧૮૯૩ ની ૨૬૭ રૂબાઇઆતવાળી અંગ્રેજી આવૃતિ મેં મેળવી લીધી, એટલે મારા કાર્યની મને દિશા સુજી. વ્હીનફીલ્ડે ઉમર ખય્યામની ૫૦૦ પુરી રૂબાઇઆતનું ભાષાન્તર કર્યુંછે, એમ જ્યારે મેં જોયું ત્યારે મને એમ થયું કે જો એ આવૃતિ મને મળી જાય તો ઉમર ખય્યામની ફારસી આવૃતિનું ભાષાન્તર કરવાનું સરળ થઇ જાય. એટલા માટે મેં વ્હીનફીલ્ડની ઇ. સ. ૧૮૮૩ ની આવૃતિ મેળવવા ઘણો પ્રયાસ કર્યો; પણ હિંદુસ્તાનના મોટા મોટા શહેરોના બુકસેલરો પાસેથી એ પુસ્તક મને ન જ મળ્યું. ઈંગ્લાંડની ટ્રૂબનર કંપનીને પણ મેં પુછાવ્યું, તેણે પણ unobtainable કહી મને નિરાશ કર્યો. એટલે મેં વ્હીનફીલ્ડની ૨૬૭ રૂબાઈઆતવાળી આવૃતિનું ભાષાન્તર કર્યું અને તેમાંથી થોડી ઘણી રૂબાઈઆત સંવત ૧૯૭૧ ના માગશર પોષ, અને માહ માસના " વસન્ત " માં પ્રસિદ્ધ કરાવી.

આ ભાષાન્તર રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીની કૃપા દ્રષ્ટિમાં આવ્યું અને ચર્ચાપાત્ર બન્યું એટલું મારૂં સદ્દભાગ્ય.

એ જ સાલના વૈશાખ મહિનામાં હું મુંબઇ ગયેલો ત્યારે સ્વ. હાજીમહમદને મળવાનું ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. એમણે મને અપનાવ્યો. અંતરના ખરા પ્રેમથી તેમણે મને સત્કાર્યો. અને તેમના દિલની કેટલીક દર્દભરી પણ મીઠી વાતો કહી. તેઓ ઇ. સ. ૧૯૦૨ ની સાલથી ઉમર ખય્યામનું સાહિત્ય એકઠું કરવા પાછળ પોતાની શક્તિનો અને નાણાંનો વ્યય કરી રહ્યા હતા. એ વાત જ્યારે એમણે મને કહી અને ઉમર ખય્યામના સાહિત્યનો હું દટાઇ જાઉં એવડો ઢગલો મારી સામે કર્યો ત્યારે હું દિગમૂઢ થઇ ગયો. પણ તેર વર્ષના આટલા અવિશ્રાંત શ્રમ પછી તેમણે ફિટ્ઝરાલ્ડની માત્ર ૧૧૦ કે

૧૦૨ રૂબાઇઆતનું જ ભાષાન્તર કર્યુંછે એમ જ્યારે મને એમણે કહ્યું ત્યારે મારા આશ્ચર્યનો પાર જ રહ્યો નહી. ઘણા લેખકોએ એમને દગો દીધોછે અને એમના જ ભાષાન્તરનો ઉપયોગ કરી તેમાં થોડા ઘણા શબ્દોનો ફેરફાર કરી તેને પોતાનું કહેવરાવવા પ્રયાસ કર્યો છે એ વાત પણ તેમણે મને કહી. અને તેના પુરાવામાં જે તે લેખકોના કાગળો અને કાવ્યો મને બતાવ્યાં ત્યારે મને બહુજ લાગી આવ્યું. હું તેમનું દર્દ જોઇ રહ્યો હતો; આવા બનાવથી તેમના દિલને સખ્ત આઘાત થયો હતો. પણ નિરૂપાય. છેવટે તેમણે મને કહ્યું કે "હું એટલું જ માગુંછું કે તારે આ રૂબાઇઆત હમણાં પુસ્તકાકારે છપાવવી નહી." આ શબ્દોએ મારૂં હૃદય પીગળાવ્યું અને મારૂં ભાષાન્તર ન છપાવવાનું મેં એમને વચન આપ્યું.

આવી રીતે ભાષાન્તર છપાવવાનો વિચાર પડતો મુકાયો પણ ભાષાન્તર ચાલુ રાખવાનો વિચાર તો જીવંત હતો. મેં મૂળ ફારસી આવૃતિ ઉપરથી ભાષાન્તર કરવું શરૂ કર્યું. પણ પુસ્તક છપાવાય એવું તો નહોતું જ. સ્વ. હાજી મહમદની હયાતિમાં ઉમર ખય્યામનું કાંઈ પણ સાહિત્ય પ્રસિદ્ધ થશે જ એમ હું માનતો હતો; પણ મારી આશા આકાશ કુસુમવત્ નીવડી. ઉલટું તેમના મરણ પછી તેમનો બધો સંગ્રહ રીસીવરમાં ગયો, અને તેમનું ઉમર ખય્યામનું સાહિત્ય તો અ-પ્રસિદ્ધ જ રહ્યું. હવે હું રૂબાઇઆત છપાવવામાં વચનભંગ થતો નહોતો. એટલે મેં ઇ. સ. ૧૯૨૫ મારૂં ભાષાન્તર પ્રેસમાં મોકલવા તૈયાર કર્યું; પણ કારણવશાત્ છપાવવાનું બની શકયું નહી. પ્રભુ કૃપાએ પંદર વર્ષના લાંબા પ્રયાસ પછી સત્ય પ્રકાશક કાર્યાલયનાં પ્રયત્નથી આજે આ ભાષાન્તર પુસ્તકરૂપે વાંચકોના કરકમળમાં મૂકતાં મને અતિ હર્ષ થાયછે.

અંગ્રેજી ભાષામાં ઉમરના નામને અને સાહિત્યને અમર કરવાનું પ્રથમ માન મી. ફિટ્ઝજરાલ્ડને ઘટેછે. તેણે ઇ. સ. ૧૮૬૮માં ઉમરની બોડલેન લાયબ્રેરીવાળી ૧૫૮ રૂબાઇઆતમાંથી માત્ર ૧૦૨ રૂબાઇઆતને જ અંગ્રેજી પોષાક પહેરાવ્યોછે. એ જ લેખ ઉપરથી મી. હેરન એલને ઇ. સ. ૧૮૯૮માં ૧૫૮ રૂબાઇઆતનું ગદ્યમાં અક્ષરશઃ ભાષાન્તર કરીને પ્રસિદ્ધ કર્યુંછે. મી. એલનના ગદ્ય ઉપરથી આરથર ટાલબટ નામના એક અંગ્રેજ ગૃહસ્થે અક્ષરશઃ પદ્યમાં ભાષાન્તર કરીને પ્રસિદ્ધ કર્યુંછે. મી. ટાલબટે પોતાના ભાષાન્તરમાં ફિટ્ઝજરાલ્ડની ભૂલો એવી સરસ રીતે બતાવીછે કે જો ફિટ્ઝજરાલ્ડ અને ટાલબટના ભાષાન્તરોને એક બીજા સાથે સરખાવવામાં આવે તો બન્ને ભાષાન્તરો જૂદાં જૂદાં હશે એમ સ્પષ્ટ જણાઇ આવે. ઇ. સ. ૧૮૮૩ માં મી. વ્હીનફીલ્ડે ઉમરની ૫૦૦ રૂબાઇઆતનું પદ્યમાં અક્ષરશઃ ભાષાન્તર કરેલછે. મી. ઇ. એ. જોનસને ૭૬૨ અને મી. જ્હોન પેઇને ૮૪૫ રૂબાઇઆતનું ભાષાન્તર કરીને પ્રસિદ્ધ કરીછે. ફ્રેન્ચ ભાષામાં મોં. નીકોલાસે ભાષાન્તર કરેલુંછે. અને રશીયાના પ્રસિદ્ધ પંડિત શ્યુકોવસકીએ ઉમરની રૂબાઇઆતનું ભાષાન્તર રશીયન ભાષામાં પ્રસિદ્ધ કર્યુંછે. ડૉ. ડેનીસન રોસે એ પુસ્તકનો અંગ્રેજીમાં અનુવાદ કર્યોછે.

હવે સવાલ એ ઉત્પન્ન થાયછે કે આ બધાં ભાષાન્તરો કરતાં ફિટ્ઝજરાલ્ડનું ભાષાન્તર કેમ વધારે લોકપ્રિય અને જગ પ્રસિદ્ધ છે ?

ફિટ્ઝજરાલ્ડ અંગ્રેજી ભાષાનો સારો જાણકાર અને કવિ હતો. તેણે ઉમરની રૂબાઇઆતનો તરજુમો અંગ્રેજી પદ્યમાં ફારસીના અસલ ઘાટ અને અંદાજ ઉપર એવી ખુબી સાથે કર્યોછે કે રૂબાઇઆતની ખુબી અને ખાસ કરીને તેની pessimistic philosophy ને લગતી રૂબાઇઆતનું સ્વરૂપ ભાષાન્તરમાં પણ ટકવા પામ્યુંછે; એટલે

જ ફિટ્ઝરાલ્ડના ભાષાન્તરથી અંગ્રેજી સાહિત્યમાં નવું જોમ આવ્યું છે. ફિટ્ઝરાલ્ડનો તરજુમો પહેલ વહેલો હોવાથી તથા ખુબીવાળો અને રસિક હોવાથી વધારે લોકપ્રિયતા મેળવી શક્યોછે. એવી લોકપ્રિયતા બીજા ભાષાન્તરકારોને પ્રાપ્ત થઇ નથી.

સિંધના માજી ડેપ્યુટી કલેકટર મીરજા કલીજબેગે ઉમર ખય્યામની ફિટઝરાલ્ડવાળી રૂબાઇઆતનું સિંધીમાં ભાષાન્તર કર્યુંછે.

આ ભાષાન્તર મૂળ ફારસી ઉપરથી કરવામાં આવ્યુંછે અને કોઇપણ અંગ્રેજી અનુવાદની છાયા વિનાનું છે. ભાઈ હુબલે હમણાં જ એક ભાષાન્તર પ્રસિદ્ધ કર્યુંછે પણ તે અંગ્રેજી, બંગાળી અને ઉર્દુનો અનુવાદ છે. વળી તેમાં પુરેપુરી અથવા તો મૂળ રૂબાઇઆતનું ભાષા-ન્તર તો નથી જ. રૂબાઇનો જે નિયમ છે તે પણ તેમણે સાચવ્યો નથી. કોઈ છંદ ચાર લીટીનો છે તો કોઇ છ કે આઠ લીટીનો છે; ઉમરે એક રૂબાઇ ચારથી વધારે લીટીની લખી જ નથી, તેમજ એ ભાષાન્તર અનુક્રમ વિનાનું અને અપૂર્ણ છે. સ્વ. હાજી મહમદે ફિટ-ઝરાલ્ડની ૧૦૨ અથવા ૧૧૦ રૂબાઇઆતનું ભાષાન્તર કરેલું છે પણ તે અપ્રસિદ્ધ છે. આ હિસાબે પણ આ ભાષાન્તર છંદોબદ્ધ અને અખંડ છે. એટલે જનતાને વધારે આવકારદાયક અને સુગમ થઇ પડશે. માત્ર પ્રાસનો નિયમ હું જાળવી શક્યો નથી એટલા માટે દિલગીર છું.

આ ભાષાન્તર કરવામાં ભાષાની શુદ્ધિ અને મૂળ રસ જાળવવા મેં ઘણી કાળજી રાખીછે. છતાં પણ આ ભાષાન્તરમાં ઘણીએ ત્રુટીઓ હશે. ભાષા દોષ પણ હશે. અર્થનો અનર્થ પણ થયો હશે. તો પણ વાંચક વર્ગ મને ક્ષમા આપશે એવી પ્રાર્થના છે.

ઉમર ખય્યામનું જીવન ચરિત્ર લખવામાં ફિટઝરાલ્ડ અને વ્હીનફીલ્ડના અંગ્રેજી જીવનચરિત્રનો, ઉમરના ઉર્દુ જીવનચરિત્રનો, મોલવી અબદુલ ઝફર નદવીના "પુરાતત્વ વ્યાખ્યાનમાળા" માં છપાયેલા નિબંધનો, અને અન્ય લેખકોના છુટા છવાયા લેખોનો આધાર લીધો છે. આ બધાએ લેખકોનો હું રૂણી છું; મેં એમની પરવાનગી વિના તેમના પુસ્તકોમાંથી ઉતારા લીધાછે તે બદલ હું તેમની ક્ષમા ચાહુંછું.

આ પુસ્તક તૈયાર કરવામાં મારા મિત્રોએ અને મુરબ્બીઓએ જે અમૂલ્ય ભોગ આપ્યોછે તેમનો હું રૂણી છું.

છેવટે કામના બોજાને અંગે મારાથી ભૂલો સુધારવાનું બની શક્યું નથી તો વાંચકવર્ગ દરગુજર કરશે એવી ઉમેદ છે. અસ્તુ.

અમરેલી
તા. ૧-૬-૨૭ } હરિલાલ સંઘવી.



# ઉમર ખય્યામનું જીવન ચરિત્ર.



ઈ. સ. ના અગીઆરમા સૈકાના મધ્યકાલમાં–ઇ. સ. ૧૦૫૦ માં ઉમર ખય્યામનો જન્મ ખુરાસાનમાં આવેલા નૈશાપુર ગામમાં થયો હતો; અને બારમા સૈકાની શરૂઆતમાં–સુલતાન સંજારના સમયમાં ઇ. સ. ૧૧૨૩ માં એમનો દેહાંત થયોછે. પ્રભુ એમના આત્માને શાંતિ આપો.

આ વિદ્વાન હકીમનું નામ ગ્યાસુદ્દીન અબુલ ફતાહ ઉમર હતું. તેના બાપનું નામ કેટલાક લેખકોએ ઈબ્રાહીમ લખેલુંછે. પરંતુ ઉમરનો ભત્રીજો " ખાકાની " જ્યારે જ્યારે ઉમરની સ્તુતિ કરેછે ત્યારે ત્યારે " ઇબ્ન ઓસમાણ " ( ઓસમાણનો છોકરો) કહીને જ તેને યાદ કરેછે. એટલે તેના બાપનું ઓસમાણ જ હતું.

આ જમાનામાં સામાન્ય શિક્ષણ તરિકે ઇલ્મે તજવીદ ( કુરાનનો ઉચ્ચાર ) કુરાન નાઝરા ( કુરાનનું વાંચન ) સર્ફ (ગણિત) નેહવ ( વ્યાકરણ ) અને અદબ ( સાહિત્ય ) શીખવાતાં હતાં. પ્રાથમિક અને માધ્યમિક શાળાનો આ અભ્યાસ ઉમર ખય્યામે દસ બાર વર્ષની ઊમરમાં ઘરને ખૂણે રહીને જ કર્યો હતો. અને યુનીવર્સીટીમાં રહીને તેણે કુરાનેપાક, હદીસ શરીફ, ( પેગમ્બર સાહેબની વાણી ) ઊસુલ, ( સિદ્ધાન્તગ્રંથ ) મન્તક, ( તર્કશાસ્ત્ર ) ફીલસુફી, તવારીખ, સાયન્સ, અંકગણિત, એલજીબ્રા, નજૂમી વગેરેનું ઊંચું શિક્ષણ મેળવ્યું હતું.

ઉમર ખય્યામનું ટુંકું પણ ઉપયોગી જીવનવૃતાંત્ત એ દેશકાળના બે મહાન પુરુષો, હસન બિન સબ્બાહ અને નિઝામુલ-

મુલ્ક, એ બન્નેના જીવન સાથે અજબ રીતે જોડાયુંછે. **હસન બિન સબ્બાહ**ના નામ માત્રથી આપણને ત્રાસ છૂટેછે; કારણકે તે એક ખૂની હતો. **નિઝામુલમુલ્ક** એ **તઘલર તાર્તર**[1]ના પુત્ર **અલ્પ અલરસાન** અને પૌત્ર **મલેકશાહ**નો વજીર હતો. આ **નિઝામુલમુલ્ક** એમની પાછળ વસીયતનામું મુકી ગયાછે. આ વસીયતનામું "કલકત્તા રિવ્યુ નં. ૫૯"માં પ્રસિદ્ધ થયુંછે;[2] તે જણાવે છે કેઃ—

"**નૈશાપુર**ના **ઈમામ મુવાફેક** એ ખુરાસાનના ડાહ્યા પુરૂષોમાં શ્રેષ્ટ પદવી ભોગવતા હતા. **પરમાત્મા** એમને શાંતિ આપો. દુનિઆ ઉપર તેમણે ૮૫ કે એક બે વધારે વર્ષ સુધી જીવન ગાળ્યું હતું. લોકોમાં એમ મનાતું હતું કે એમના રૂબરૂ **કુરાને શરીફ** વાંચનારને અથવા તો તવારીખ શીખનારને દુનિઆમાં ઘણું માન અકરામ મળતું. આ કારણોને લઇને મારા પિતાશ્રીએ મને એમના હાથ નીચે શિક્ષણ લેવા માટે **અબ્દુસમદ** નામના કાયદા શાસ્ત્રી સાથે **ટુસથી નૈશાપુર** મોકલ્યો. મારા ઉપર ઈમામ સાહેબને

---

૧ તઘલર બેગ તાર્તર એ સલ્જુકી વંશનો મૂળ પુરૂષ હતો. તેણે મહમદ આઝમના વંશજો પાસેથી પશીંયાની ગાદી છીનવીને સલ્જુકી વંશને આપી હતી. અને યુરોપને ધર્મયુદ્ધ ( crusades )ના દાવાનળથી સળગાવી મુકયું હતું.

૨ This passage is preserved in Mirkhond's "History of the assassins", in Khondemir's "Habib us siyar", and in the "Dabistan." It is given in full in "notices et extraits des mss" IX 143.

ઘણો ભાવ અને કૃપા હતી. અને એમના શિષ્ય તરિકે મને એમના માટે અનહદ માન અને પૂજ્ય ભાવ હતો. મેં એમની સેવામાં ચાર વર્ષ ગાળ્યાં. હું દાખલ થયો ત્યારે ત્યાં હકીમ ઉમર ખય્યામ અને કમભાગી હસન બિન સબ્બાહ બન્ને એમના હાથ નીચે શિક્ષણ લેતા હતા. તેઓ મારાથી થોડા જ દિવસ પહેલાં ત્યાં આવ્યા હતા. એ બન્નેની ઉમર મારા જેટલી જ હતી. તેઓ બન્ને તીવ્ર બુદ્ધિમાન અને સંસ્કારી હતા. અમે ત્રણે મિત્રો જેવા થઈ રહ્યા. ઈમામ સાહેબ અમને શીખવી રહેતા તે પછી તેઓ મારી સાથે આવતા અને અમે એક બીજા અમારા પાઠ સાંભળી જતા. ઉમર ખય્યામ નૈશાપુરનો રહેવાશી હતો અને બિન સબ્બાહનો પિતા અલી[1] ઘણો મહેનતુ અને જફાકશ માણસ હતો. તે પોતાનું જીવન સખ્ત પાબંદીઓ સાથે વ્યતીત કરતો હતો. તેના ધાર્મિક વિચારો બીલકુલ ઠીક નહોતા. અને તે એક વહેમી માણસ હતો. એક દિવસે હસને અમને કહ્યું કે "દુનિયામાં એમ મનાયછે કે ઈમામ મુવાફેકના શિષ્યો ધનાઢ્ય થશે. આપણને બધાને એ લાભ કદાચ ન મળે, તો પણ આપણામાંના એકને તો જરૂર એ લાભ મળશે જ. તો પછી આપણે એક બીજા કયા કોલકરારથી બંધાશું?" અમે એને જવાબ આપ્યો કે "તારી ઈચ્છાનુસાર અમને સૌ શરત કબુલ છે." ત્યારે હસને કહ્યું કે, "ભલે ચાલો ત્યારે આપણે એમ સોગન ખાઇએ કે આપણા ત્રણમાંથી જે કોઇને એ લાભ મળે, તે ત્રણ સરખે ભાગે

---

[1] અબદલ હલીમ સાહેબનો મત એવો છે કે હસનનો બાપ શીયા પંથનો હતો. ખોજાઓના ધર્મગુરૂ આગાખાન હસન બિન સબ્બાહની ઓલાદના હોવાનો દાવો કરેછે. ( See Khoja case by Justice Arnold 1866 )

વહેંચી આપશે અને પોતાને માટે કાંઈ વધારો રાખશે નહી." અમે કહ્યું "કબુલ છે." અને આ શરતથી અમે ત્રણે બંધાયા. વર્ષો વીતી ગયાં અને હું ખુરાસાનથી માવરાઉન્નહર આવ્યો અને ત્યાંથી ગઝની થઇ કાબુલ ગયો. ત્યાંથી પાછાં ફરતાં મને રાજ્યમાં સારી પદવી મળી. અને થોડાજ વખતમાં (હી. સ. ૪૫૫માં) હું સુલ્તાન **અલ્પ અલ રસાન**નો વજીર થયો.

થોડાંક વર્ષ વીતી ગયાં અને તેના જૂના મિત્રોએ તેને શોધી કાઢયો અને વિદ્યાર્થી અવસ્થામાં તેમણે કરેલા કરારનામાની રૂઇએ તેની પાસે ભાગ માગ્યો. વજીર ઉદાર હતો. તેણે તેનું વચન પાળ્યું. **હસન બિન સબ્બાહે** રાજ્યમાં સારી નોકરી માગી, અને વજીરની માગણીથી સુલ્તાને એને એ પદવી આપી. પરંતુ એટલાથી સંતોષ નહી માનતાં તે રાજ્યવિરૂદ્ધ ખટપટ કરવા લાગ્યો અને તેને ઉંચી પદવીએ ચઢાવનાર વજીર અને સુલ્તાનની વિરૂદ્ધ કાવત્રાં કરવા લાગ્યો. એ કાવત્રાં ખુલ્લાં થયાં અને તેને હદપાર કરવામાં આવ્યો.

**હસન બિન સબ્બાહ**ને મીસરમાંથી હાંકી કાઢી અફ્રિકા જતા જહાજ પર રવાના કર્યો. દૈવવશાત્ એ જહાજ તોફાને ચડયું. સર્વ મુસાફરો ગભરાઈ ગયા અને તેમના જીવ તાળવે ચોંટયા. સર્વેએ જીવવાની આશા છોડી દીધી. પણ **હસન** ખુશ મિજાજનું પુતળું બનીને તુતક ઉપર બેઠો હતો; લોકોએ એના ખુશ મિજાજનું કારણ પુછ્યું ત્યારે તેણે કહ્યું કે, "જહાજ ડુબવાનું નથી." **પ્રભુ**ની ઇચ્છા પણ એવી જ હતી. જહાજ ડુબતાં બચી ગયું. અને લોકો તાજુબ થયા. આ વાતની ચર્ચા આખા દેશમાં ચાલી અને **ઉમર ખય્યામ**ને કાને પણ પહોંચી. થોડા વખત પછી **હસન બિન સબ્બાહ** સાથે **ઉમર ખય્યામ**નો ભેટો થયો ત્યારે તેણે **હસન**ને એ

સુવિખ્યાત ઘટનાનો અહેવાલ પુછ્યો. હસને જવાબ આપ્યો કે, "એ બાબતના બે જ ખુલાસા હોઇ શકે. જહાજ ડુબે કે ન ડુબે. જો જહાજ ડુબી જાય તો મને કોણ પુછવા આવે એમ હતું અને જો ન ડુબે તો હું સાચો ઠરૂં અને થયું પણ તેમ જ." આવી ધૂર્તકળાની વાતોથી ઊમર ખય્યામને તેના ઉપર તિરસ્કાર છુટયો. અને તેનાથી દુર રહેવાનો તેણે નિશ્ચય કર્યો.

આવા ઘણાએ અકસ્માત પછી **હસન બિન સબ્બાહ** "ઇસ્માઇલીયન" નામની એક પર્શીયન જાતિનો સરદાર બન્યો. આ જાતિ તદન અજ્ઞાન હતી પણ **હસનના** હાથ નીચે એ ક્રુર અને જંગલી બની. કાસ્પીઅન સમુદ્રની દક્ષિણે આવેલા ડુંગરામાં **રૂદબાર** નામે પ્રાંત છે. એ પ્રાંતમાં **અલમુતનો** એક કિલ્લો છે. ઇ. સ. ૧૦૯૦ માં **હસન બિન સબ્બાહે** આ કિલ્લો સર કર્યો. આ પ્રદેશમાં રહીને તેણે મુસલમાન દુનિઆમાં ત્રાસ વર્તાવ્યો. "પર્વતોમાં વસતો વૃદ્ધ પુરૂષ" એ ખિતાબ પણ તેને અહિંથી જ મળ્યો હતો. અને અંગ્રેજી શબ્દ કોષમાંનો "assassin" શબ્દ એ "hushish" માંથી નીકળ્યોછે, કે "hushish" એટલે ભાંગ ઉપરથી નીકળ્યો છે, (હસન પોતાના મુરીદોને ભાંગ પાઇને સ્વર્ગની મોજ મજા ચખાડતો અને પછી પોતાના વિરોધીઓની ગરદનો કપાવતો) કે તે વંશના મૂળ સ્થાપકના નામ ઉપરથી નીકળ્યોછે, એ વાત હજીએ વિવાદમાં છે. એની પ્રાણઘાતક ખંજરના અસંખ્ય શિકારોમાં તેના બાળમિત્ર **નિઝામુલમુલકનું** નામ પણ આવી જાયછે.

**ઊમર ખય્યામ** પણ તેના ભાગ માટે વજીર પાસે આવ્યો પણ તેણે કોઈ પદવી કે ખિતાબની માગણી કરી નહીં. તેણે વજીરને કહ્યું કે "મારા ભાગના બદલામાં તમારી કૃપા નીચે મને એકાંતમાં

રહેવા દઈ જ્ઞાન સંપાદન કરવા દ્યો અને પ્રભુ પાસે તમારી જીંદગી માટે પ્રાર્થના કરવા દ્યો એજ મને આપની મોટામાં મોટી બક્ષીસ છે." જ્યારે વજીરે તેની માગણી સત્ય જોઇ ત્યારે તેણે તેને વધારે આગ્રહ કર્યો નહીં પણ નૈશાપુરના ખજાનામાંથી ૧૨૦૦ સુવર્ણ અશરફી (miscals) નું વર્ષાસન બાંધી આપ્યું.

**ઊમર ખય્યામ** ત્યાર પછી નૈશાપુર આવ્યો અને નૈશાપુરમાં રહીને જ જ્ઞાનની વિધવિધ દિશાઓમાં પૂર્ણતા મેળવવામાં મશગુલ રહ્યો. તેને જ્યોતિષ વિદ્યાનો ભારે શોખ હતો એ વિદ્યામાં તે પારાંગત થયો હતો અને તેના હિસાબોની ગણત્રી એની આંગળીને વેઢે હતી. એ વિદ્યાનો તેણે ઘણો ઉંડો અભ્યાસ કર્યો હતો. અને વિવિધ દૃષ્ટિબિંદુથી એના નિયમોને તથા કાયદા કાનૂનોને ઉલટાવી ઉલટાવીને તેણે તપાસ્યા હતા. તે જમાનાના પ્રચલિત નિયમો પણ તેણે નજર તળે કાઢી નાંખ્યા હતા. **એથી** એના બનાવેલા જન્માક્ષરો બીજાઓના કરતાં વધારે સાચા પડતા.

હી. સ. ૫૦૯ માં બાદશાહને શિકારે જવાની ઇચ્છા થઇ. તેણે **ઊમર ખય્યામને** બોલાવીને કહ્યું કે "તમારા ટીપણામાંથી મને એવું ચોઘડીયું બતાવો કે શિકારે જતાં રસ્તામાં મને વરસાદ નડે નહીં." **ખય્યામે** સારૂં મુહુર્ત જોઈ દીધું અને તે ચોઘડીયામાં બાદશાહ શિકાર કરવા નીકળ્યો. પણ આકાશમાં કાળી મેઘ ઘટા છવાઇ ગઈ અને સખ્ત તોફાનના ચિન્હ થવા લાગ્યાં. બાદશાહ ગભરાયો અને ખય્યામને પુછવા પાછો આવ્યો. ત્યારે **ખય્યામે** કહ્યું કે "આપ ખુશીથી પધારો, પાંચ છ દીવસ સુધી વરસાદ થનાર નથી." અને થયું પણ તેમજ. બાદશાહ શિકાર કરીને પાછો ફર્યો ત્યાંસુધીમાં વરસાદનું એક ટીપું સરખુંએ પડયું નહીં. આ ઉપરથી આપણે સમજી શકીએ

છીએ કે તે કેવો પ્રતિભાશાળી પુરૂષ હતો. અને એ વિષયમાં કેવું અદ્ભુત જ્ઞાન ધરાવતો હતો.

સુલ્તાન **મલેક**શાહની સલ્તનતમાં (હી. સ. ૪૬૫ થી ૪૮૫ સુધીમાં) **ઊમર મર્વ** આવ્યો અને વિજ્ઞાનમાં પોતાની પૂર્ણતાને માટે ઘણો પંકાયો. સુલ્તાનની તેના ઉપર પૂર્ણ મહેરબાની હતી. તેણે તેને રાજજોષી બનાવ્યો એમ **અબુલ ફીદા** કહેછે. આ પદવી ઉપર રહીને તેણે કેટલાંક ભવિષ્ય ફળ શોધી કાઢયાં હતાં અને તેને "જીચે મલેકશાહી" ના નામથી પ્રસિદ્ધ કર્યાછે એમ **હાજી ખલફા** કહેછે.

સુલ્તાન **મલેક**શાહે જ્યારે પંચાંગ સુધારવાનો નિશ્ચય કર્યો ત્યારે એ સુધારવા કામે લાગેલા આઠ વિદ્વાનોમાં **ઊમર ખય્યામ** પણ હતો. **ઊમર ખય્યામે** ખૂબ વિચાર કરી, સરવાળા, બાદબાકી, કરી એક નવું પંચાગ શોધી કાઢયું અને હી. સ. ૪૭૧ ના રમજાનની ૧૦ મી તારીખથી વર્ષની ગણત્રી શરૂ કરવી એવું ઠરાવી તેને "જલાલી"[૧] (સુલ્તાન જલાલુદીન મલેકશાહના નામ ઉપરથી એ નામ પડયુંછે) વર્ષ ઠરાવ્યું. **એડવર્ડ ગીબન** કહેછે કે "**પોપ ગ્રેગરી**" ૧૩ ની દેખરેખ નીચે સુધારાયેલા **જુલીયન કેલેન્ડર** કરતાં તે ઘણું સારૂં છે અને **ગ્રેગોરીયન**ને ઘણું ખરૂં મળતું આવેછે **અબુલ ફીદા**ની ભુગોળના પ્રકાશક **મી. રેનોડ** કહેછે કે "વિદ્વાનો **ગ્રેગોરી**ના કરતાં **ઉમર**ની રીત વધારે પસંદ કરેછે.

---

૧ પારસીઓમાં જે સન ચાલુ છે અને જેને તેઓ "યઝદેઝરદી" સમજેછે તે અસલ ઉમર ખય્યામનું સુધારેલું "સને જલાલી" છે અને નિઝામ સરકારના રાજ્યમાં પણ એજ સન "સને ઇલાહી અકબરશાહી" નામથી ચાલેછે.

ઉમર ખય્યામ એક પ્રખ્યાત ગણિતશાસ્ત્રી હતો. એને એલજીબ્રાનો ભારે શોખ હતો. એલજીબ્રાના દાખલા બેસાડવામાં તે પોતાનું સઘળું ભાન ભુલી જતો. તેણે એલજીબ્રામાં નવા સિદ્ધાન્તો શોધી કાઢયા. અને દાખલા ગણવાની નવી રીતો શોધી કાઢી. આ રીતો એવી ટૂંકી હતી કે એનાથી દાખલો એકદમ બેસી જતો. તેણે ખુબ મહેનત કરીને "જોરો મુકાબલા ( એલજીબ્રા )નું એક નવું પુસ્તક બનાવ્યુંછે. આ પુસ્તક અસલ અરબી ભાષામાં લખાયુંછે. મી. વોક (Woepke) નામના ગૃહસ્થે તેને ફ્રેન્ચ ભાષામાં છપાવ્યુંછે. આ એલજીબ્રા કેટલાએ સૈકાઓ સુધી લોકોને રૂચીકર થઈ પડયું હતું. એમ **ઇબ્ન ખલદુન** અને **હાજીખલફા** કહેછે. અફસોસ છે કે પુર્વના દેશોમાં આ પુસ્તક મળવું બહુ મુશ્કેલ છે. આ પુસ્તકની એક આવૃત્તિ **લખનૌ**ની **નદવા** કોલેજમાં છે એમ **મોલવી અબદુલ ઝફર નદવી** કહેછે. "On the difficulties of Euclid's defenations" એ નામનું તેનું બીજું પુસ્તક **લી**ડનની પાઠશાળામાં છે.

આ ઉપરાંત તેણે તબયાત ( practical science )ના વિષયમાં એક જુદું પુસ્તક બનાવ્યુંછે. મનુષ્યજીવનના સંબંધમાં પણ તેણે એક પુસ્તક લખ્યુંછે. સૃષ્ટિની ઉત્પત્તિ અને લયના સંબંધમાં પણ તેણે એક ખુબીદાર નિબંધ લખ્યોછે. એ નિબંધ **મિસર**માં છપાઇને પુસ્તકકારે પ્રસિદ્ધ થયોછે. તેની સ્મરણશક્તિ તીવ્ર હતી. **ઇસપહાન**માં તેણે એક પુસ્તક સાદ્યન્ત વાંચ્યું હતું. તે **નૈશાપુર** આવીને તેણે પોતાની યાદદાસ્ત પ્રમાણે લખાવ્યું. લખાવ્યા પછી તેને મૂળ પુસ્તક સાથે સરખાવી જોતાં તેમાં બહુ જ જુજ ફેરફાર નજરે પડયો. આ ઉપરથી એની બુદ્ધિ ચમત્કૃતિનો ખ્યાલ આવી શકેછે. તે કુરાનના ઉચ્ચારનો ( ઇલ્મે તજવીદ ) જ્ઞાતા હતો. **વજીર અબદુલ**

**રઝાક**ની મિજલસમાં કુરાને શરીફની એક આયાતના ઉચ્ચાર સંબંધે વિવાદ ઉભો થયો હતો. **ઉમર ખય્યામે** એ વિવાદનું નિરાકરણ કર્યું. આ નિરાકરણ સાંભળી ઇલ્મે તજવીદના આચાર્ય **અબુલ હસન ગઝાલી** પણ બોલી ઉઠયા કે " **ઊમર ખય્યામ** આ જમાનામાં સર્વ કુરાન ભણનારાઓમાં બેનમુન છે. **ખુદાની** કોઇના ઉપર કૃપા ઉતરે તો **ઊમર ખય્યામ** ઉપર ઉતરજો." **ઊમર ખય્યામ** કેવળ ફીલસુફીમાં જ પારાંગત હતો એમ નહી પણ વિજ્ઞાનનો મોટો પ્રોફેસર હતો. તેણે એ વિષયમાં ઘણી શોધખોળ ચલાવી પોતાની જીંદગીનો મોટો ભાગ એમાં જ ગાળી નાંખ્યો હતો. તેને પાણી શેમાંથી બન્યુંછે એ જાણવાની ભારે ઉલટ હતી. આ માટે તેણે ઘણી કોશેશો કરી શોધી કાઢયું કે પાણી હાઇડ્રોજન અને ઓક્સીજનમાંથી બનેલુંછે. બે સાથે લાગેલી ચીજોને જુદી કર્યા વિના પાણીમાં તોળી બન્ને ચીજોનું જુદું જુદું વજન કાઢવાનો તેણે નિશ્ચય કર્યો. હવા વિષે પણ તેણે ખુબ બારિક શોધ ચલાવી. આ બધી શોધનું પરિણામ એ આવ્યું કે તેણે એક અજબ ત્રાજવું શોધી કાઢયું. આ ત્રાજવાંને પાણીમાં રાખી તેના એક પલ્લામાં સોનાની હીરાજડિત વીંટી મુકવાથી સોનાનું અને હીરાનું બન્નેનું જુદું જુદું વજન જણાઇ આવતું. આથી હજારો રૂપીયાના માલનું મૂલ્ય ભાંગતોડ કર્યા વિના અંકાતું. ઉમર ખય્યામને સાહિત્યનો ભારે શોખ હતો. અરબી ભાષામાં તેના રચેલાં કાવ્યોનાં થોકના થોક મળી આવે છે.

**ઊમર ખય્યામ** અતિ સંતોષી અને ધીર માણસ હતો. તેનું જ્ઞાન અને ફીલસુફી ઊંચા દરજ્જાનાં હતાં. તેણે કદી રાજકાજમાં માથું માર્યું નથી. કારણ કે તેને ખુશામદ અને ચાપલુસીની ભારે ચીડ હતી. એને લીધે જ એના કોઇ કાવ્યમાં બાદશાહ કે અમીરોનું યશોગાન નજરે પડતું નથી.

તેને અમીરો, વજીરો, કે સુલ્તાનોના દરબારમાં બે હાથ જોડીને ઉભા રહેવાની આદત નહોતી. તે બીલકુલ વિરાગી હતો એવું નહી પણ તે કામ પડે તો જ સુલ્તાનોના દરબારમાં જતો, અને વજીરોને પણ મળતો. આથી જ **મલેકશાહ સલજુકી**ના દરબારમાં તે આપણને જન્માક્ષરનું ટીપણું વાંચતો નજરે પડેછે. **મલેકશાહ** તેને સરખી હેડીના દોસ્તની માફક રાખતો. કોઈ કોઈવાર તે **નિઝામુલમુલ્ક તુસી**ની સાથે મસલત કરવા પણ જતો. અમીરો અને વજીરો તેની સાથે બરોબરીયાનો વર્તાવ રાખતા. **શમસુલ મલેકખાં બુખારી** તો એને પોતાના તખ્ત ઉપર પોતાની સાથે જ બેસાડતો. પણ આ બધી મુલાકાત અને સંબંધ એના જ્ઞાન સંચયના કાર્યમાં આડખીલી રૂપ ન થતાં ત્યાં સુધી જ તે રાખતો. અને એથી પોતાના અભ્યાસની પ્રવૃત્તિને જરાએ આંચ આવવા દેતો નહી. તેની રૂબાઇઆત ઉપરથી સ્પષ્ટ થાયછે કે તેને આવો મેળમેળાપ જરાએ પસંદ નહોતો.

**ઊમર ખય્યામ**નું શિક્ષણ અને તેનાં કાવ્યો, જો કે બીજા ફારસી કવિઓના પ્રમાણમાં બહુ ઓછાં છે, અને વળી અસ્થિર વિચારમાંથી જન્મ્યાંછે, તોપણ એમાં એનું જીવન ગૂંથાયુંછે. અને એ કાવ્યોને જાણ્યા પછી વધારે કાંઇ જાણવાનું રહેતું જ નથી. કદાચ એ ખેતીનો પણ શોખીન હોય એમ જણાયછે. તે ખેતીના કામ માટે ઘણીએ વખત બોલતો. તેને તેનાં કાવ્યો, ખાવાનું, શરાબની પ્યાલી સાથે ત્યાં રહેવાનું બહુ જ ગમતું હતું.

તેનું તખલ્લુસ એમ બતાવેછે કે તે તંબુ બનાવનાર હતો. પણ **ઊમર**નો પિતા વણકર અને દરજીનો ધંધો કરતો હતો. બનવા જોગ છે કે તે ઉપરથી અથવા પોતાની ગરીબી જાહેર કરવા ખાતર **ઊમરે** આ નામ પસંદ કીધું હોય. પણ **ઊમરે** તંબુ બનાવવાનો ધંધો કદી

કીધો હોય એવું સાબીત થઇ શકતું નથી. ફિટઝરાલ્ડ કહેછે કે **નિઝામુલમુલ્કે** તેને આ પદવી ઉપર ચડાવ્યો તે પહેલાં તે આજ ધંધો કરતો હતો. ઘણાએ ફારસી કવિઓ પોતાનું તખલ્લુસ તેમના ધંધા પ્રમાણે રાખેછે. **હજરત ફરીદુદ્દીનનું** તખલ્લુસ "અત્તાર (ગાંધી) હતું અને શમશુદીન મહમદ તબ્રીઝીનું તખલ્લુસ." નમ્માર (ઘાંચી) હતું. ઊમર પોતાના નામ માટે લખેછે કેઃ—

ખય્યામ જેણે જ્ઞાનનાં તંબુ અહિં શીવ્યાજ છે,
એ તો અચાનક દુઃખની ભઠી મહિ સળગી ગયો.
એની જીવન રજ્જુ અજલની કાતરે કાપી અને
એને કજાના એ દલાલે મફત તો વેચ્યો જ છે.
(ઊમરખય્યામ) ( રૂબાઇ ૮૨ )

હાઇડના "વેટેરેમ પરસેરમ રીલીજીઓના Veterum persarum religio Page 499 ) પાન ૪૯૯ ઉપર ફારસીમાં લખાયુંછે. અને ડી. હરબેલોટ એના માટે **ખય્યામ**ના મથાળા નીચે પોતાના બિબ્લીઓથેકયુ ( Bibliotheque )માં પણ જણાવેછે કેઃ

"પ્રાચીન કાળના તવારીખમાં લખાયુંછે કે ડાહ્યાઓનો રાજા ઊમર ખય્યામ નૈશાપુરમાં હી. સ. ૫૧૭ માં ગુજરી ગયોછે.[1] વિજ્ઞાન માં ઊમર ખય્યામનું કોઇ હરિફ હતું નહી. સમરકંદનો ખ્વાજા નિઝામી જે તેનો શિષ્ય હતો એ નીચેની વાત જણાવેછે કે "હી.

---

૧ ઇબ્ન ખલીકાન અને અબુલ ફરાજ એમ માનેછે કે નિઝામુલમુલ્કનો જન્મ હી. સ. ૪૦૮ માં થયો હતો. જો નિઝામુલમુલ્કના વસીયતનામાને કબુલ રાખીને ચાલીએ તો આ તારીખ ૨૦ વર્ષ આગળ ધકેલવી જોઇએ. એટલે હી. સ. ૪૦૮ ને બદલે ૪૨૮ ગણવી જોઇએ અને નહિતો ઊમર ખય્યામની મરણ તારીખ હી. સ. ૫૧૭ ને બદલે ૪૯૭ ગણવી જોઇએ.
( વ્હીનફીલ્ડ )

:. ૫૧૬ માં હુ એમને મળવા ગયો હતો. હું અમીર અબુસઇદના
ાાગમાં દરરોજ મારા ગુરૂ સાથે વાર્તાલાપ કરતો હતો." એક દિવસે
ાણે મને કહ્યું કે "મારી કબર એવે સ્થળે થશે કે તેના ઉપર
ાત્તરાયણનો પવન સદા ફુલો ખેરશે." મને નવાઈ લાગી પણ એ
ાબ્દોમાં ગંભીર સત્ય હતું. ઘણાંએ વર્ષો પછી જ્યારે ફરી મારે
ાશાપુર જવાનો પ્રસંગ આવ્યો ત્યારે હું તેની કબર જોવા ગયો હતો.
ાં જોયું કે એ કબર વાડીની બહાર હતી અને ફળથી લચી પડેલી
ારવરની ડાળીઓ દિવાલો ઉપર ઝૂકતી હતી. અને તેની કબર ઉપર
,લો ખેરતી હતી. તેની કબર ઉપર રાખેલો પત્થર પણ ફુલોમાં દેખાતો
હતો. આજ પ્રમાણે સીસેરોને પોતાના ગુરૂ આર્કિમીડીસની
બર સાયરેક્યુસમાં ઘાસ અને પાંદડાંથી ઢંકાયલી નજરે પડી હતી."

મહમદ શહરસ્તાનીએ[1] "તારીખ અલહુકમ" નામના
સ્તકમાં ઊમર ખય્યામનાં મૃત્યુનો ઘણો રસિક અહેવાલ આપ્યો છે.
મર એક દિવસ હકીમ બુઅલી સીનાનું "અશ શફા" વાંચી
ેા હતો. જ્યારે "વહદત" અને "કસરત" (ખુદાપાકની જાતને
ગતું ધ્યાન)નું વર્ણન આવ્યું ત્યારે પોતાની દાંત ખોતરવાની સળીને
પાનાં વચ્ચે મુકીને તે ઉઠયો. નમાજ પઢી અને આખરી વસી-
ત કીધી. તે દિવસે તેણે સાંજ સુધી કાંઇ પણ ખાધું નહિં. ઇશાની
માજ પઢી તેણે સીજદામાં માથું નમાવ્યું અને બોલ્યો "ઓ ખુદા
ારી શક્તિ મુજબ મેં તને ઓળખ્યોછે. તારી પીછાણ એજ મારા
ાટે સિફારસ છે. મને માફ કર" એમ બોલતાં બોલતાં તેનો
ાત્મા ઊડી ગયો. પ્રભુ તેના ઉપર દયા કરો. (See Denison
oss Journal R. A. Society)

---

૧ શહરસ્તાનીનો જન્મ હી. સ. ૪૭૯ માં થયો હતો.

લોર્ડ કર્ઝન પોતાની ઇરાનની સફર વખતે ઉમરની કબરનો જે અહેવાલ લખેછે તે અત્રે લખતાં અમને અનહદ દુઃખ થાયછે. તે લખેછે કે "ઉમર ખય્યામની રૂબાઇઆતના એક અંગ્રેજી અનુવાદકે પોતાના પુસ્તકની પ્રસ્તાવનામાં લખ્યુંછે કે " મારી આ કીતાબ કોઇ પુરૂષ નૈશાપુર લઇ જાય અને ઉમરની કબર ઉપર ચડાવે તો હું તેમનો આજીવન રૂણી રહીશ" જો આ પુસ્તક મારી પાસે હોત તો હું તેના લેખકની ઇચ્છા પ્રમાણે તેનો અમલ કરત. પણ મને ડર છે કે જો તે અંગ્રેજ અનુવાદકે ઉમર ખય્યામની કબરની બરબાદ હાલતને નીહાળી હોત તો તેને સખ્ત અફસોસ થાત અને બહુજ લાગી આવત. આ કબર એક વેરાન બાગમાં છે કે જ્યાં એક વખતે ફુલ કયારીઓ અને પાણીની ખાઇઓ હતી. પરંતુ હાલમાં ત્યાં ઘાસ અને કચરા સિવાય બીજું કાંઇએ નજરે પડતું નથી તેની કબર ઉપરનો પત્થર પણ કોઈ લઇ ગયુંછે તેથી તેની કબરને ઓળખવું પણ મુશ્કેલ થઈ પડયુંછે વધારે ખેદકારક બીના તો એ છે કે આજના ઇરાનવાસીઓ તેના એક બેનમુન ફીલસુફ તરફ બહુ જ બેદરકાર છે. ( See Lord Curzon's travells in Persia.)

સુલ્તાનની તેના ઉપર પૂર્ણ મહેરબાની હતી તોપણ **ઉમર ખય્યામ** પોતાના દેશમાં અપ્રિય હતો. એ જમાનામાં લોકો ફીલસુફને શંકાની નજરે જોતા. એથી વિદ્વાન માણસો ફીલસુફી તરફ ઓછું લક્ષ આપતા. ઉમર ખય્યામ ફીલસુફીની પ્રકૃતિનો માણસ હતો. અને એનાજ પ્રશ્નોનો ઉકેલ કર્યા કરતો. લોકોની સાથે તે લાંબો સંબંધ રાખતો નહીં. એથી લોકોની નજરમાં તે શકદાર માણસ ગણાતો હતો. ખાસ કરીને સુફીઓ તેને ધિક્કારતા હતા. કારણકે ઉમર સુફીઓના સિદ્ધાન્તોને અને રીત રીવાજોને હસી કાઢતો હતો.

સુફીઓનો ધર્મ ઇસ્લામને મળતોછે. એ ધર્મનું રહસ્ય સમાજથી છુપું છે. જો એ રહસ્ય ઉપરથી પડદો ખસેડી લેવામાં આવે તો તેમના અને ઉમરના સિદ્ધાંતોમાં બહુજ નજીવો ફેરફાર રહેછે. પણ ઉમર એ પડદામાં સંતાવા ઇચ્છતો નહોતો. **શહરસ્તાની** જે **ઉમર ખય્યામનો** સમકાલિન હતો પણ જે તેનો મિત્ર નહતો, તે પોતાના "**તારીખ અલ હુકમ**"માં **ઉમર ખય્યામ** સંબંધે નીચે પ્રમાણે લખેછે કેઃ—

"**ઊમર ખય્યામ** જે પૂર્ણ જ્ઞાની હતો તે માણસોને એકેશ્વર-વાદનો બોધ આપતો હતો. ઇશ્વરનાં અસ્તિત્વ સંબંધી અને તેની મહત્તા સંબંધી જ વાતો કરવાની તે લોકોને સલાહ આપતો હતો. તેણે પુરૂષાર્થને વિશેષ મહત્વ આપ્યું જ નથી. જગતને તે પ્રભુના હાથનું રમકડું જ ગણતો હતો. જન્માંતર અને પરકાલમાં તેની આસ્થા નહોતી; છતાં ઇશ્વરની અગાધ શકિતનું તેને વિસ્મરણ થયું જ નથી; પ્રભુ સિવાય જગતમાં કાંઇ નથી અને કોઇપણ કાર્ય તેની ઇચ્છા વિના બનતું નથી. એવું તેણે પોતાની રૂબાઇઆતમાં વારંવાર ગાયુંછે. આટલું જાણ્યા પછી તેને જડવાદી કે નિરિશ્વરવાદી કહેવો એ મુર્ખાઇ છે."

સુફીમતના કવિઓ, **હાફેઝ** વગેરે જેઓ ( **ફરદુસી** એમનામાં અપવાદરૂપ છે ) પર્શીયામાં પૂજાતા હતા, તેઓએ જો કે **ઊમરના** વિચારો ઉછીના લીધાછે પણ તેમણે તેને તસવ્વુફના રંગમાં રંગીને પોતાના મુરીદોને પસંદ થઇ પડે એવું તેનું રૂપાંતર કરી દીધુંછે. **ઊમરને** આવી જાતનો પાખંડ આવડતો નહોતો; તે લોકોને નગ્ન સત્ય કહેતો; પણ એ સમયના લોકો ઢીલાપોચા હતા. તેમનામાં શ્રદ્ધા અને અશ્રદ્ધા જલદી અસર કરી શકતી. તેમનાં શરીર અને બુદ્ધિ

બન્ને સરખાં તીવ્ર હતાં; તેઓ આવી દ્વિઅર્થી વાતોમાં આનંદ માનતા અને એમાંજ તેઓ કવિત્વની પાંખ ઉપર બેસીને એશ-આરામથી સ્વર્ગ અને પૃથ્વી વચ્ચે ડોલતા."

"આ લોકોએ **ઊમર**ના આવા ફીલસુફી વિચારોથી વિવશ થઇને તેનું ખૂન કરવાનો નિશ્ચય કર્યો; આ વાત જ્યારે **ઊમર**ના જાણવામાં આવી ત્યારે તે નૈશાપુર છોડી હજ કરવા ચાલ્યો ગયો. અને હજ કરીને પાછાં ફરતાં જ્યારે તે બગદાદ આવ્યો ત્યારે એનું નામ સાંભળીને લોકો તેને જોવાને ટોળે મળ્યા. કેટલાકે તો તેની પાસેથી ફીલસુફી શીખવાની ઇચ્છા બતાવી. પણ તેણે સર્વેને ના પાડી અને એકદમ પોતાને વતન ચાલ્યો આવ્યો. નૈશાપુરમાં રહીને તે સવાર સાંજની નમાજ વખતે મસજીદમાં જતો અને લોકોની સાથે બંદગીમાં ભળતો; તોપણ લોકોનો તેના ઉપર વિશ્વાસ બેઠો નહી. જ્યોતિષમાં અને ફીલસુફીમાં તે એક્કો હતો; જો તેણે પોતાના મન ઉપર કાબુ રાખ્યો હોત તો આજે કીર્તિની ટોચ ઉપર ઉભો હોત."

**અબ્દુલરશીદ** કહેછે કે જો તે કાવ્યો લખવામાં અને એશઆરામમાં ન પડ્યો રહ્યો હોત, તો તેની કીર્તિ ઔર ખીલી હોત. **ઇમામગઝાલી**[1] જે તેનો સમકાલિન અને હરીફ હતો. તે પણ કહેછે કે જ્ઞાનની શોધમાં મચ્યા રહેવાથી તેનું મન અસ્થિર થઇ ગયું હતું અને એ અસ્થિરતાએ તેને પોતાના દેશમાં અપ્રિય બનાવ્યો હતો.

ઉમર ખય્યામને શુષ્ક વેદાંતી સમજવો એ તેને અન્યાય કરવા જેવું છે. એ માત્ર ફીલસુફ જ નહીં પણ મોજીલો સુફી પણ હતો. મારા આ કથનની સાક્ષી તરીકે એની રૂબાઇઆત મોજૂદ છે.

---

૧ ઇમામ ગઝાલીનો જન્મ હી. સ. ૪૫૦ માં થયો હતો.

એની રૂબાઇઆતની ખ્યાતિ માત્ર એશીઆમાં જ નહીં પણ યુરોપમાં પણ પ્રસરી. એશીઆના કવિવરોએ રચેલાં સઘળા કાવ્યોમાં ઉમર ખય્યામની રૂબાઇઆત અનોખી છે; કદાચ ઇરાનમાં તે પહેલો જ કવિ છે કે, જેણે આવા અનોખા ઢંગ ઉપર કાવ્ય લખવાનું શરૂ કર્યું હોય. ઉમર ખય્યામની રૂબાઇઆતની કદર એશીયા કરતાં યુરોપમાં વધારે થઈ. એશિયાના તમામ કવિવરો કરતાં એની સાથે યુરોપને વધારે મહોબત થઇ. વિલાયતમાં એના નામની ( ખય્યામ કલબ ) કલબ ખોલવામાં આવી અને કદાચ એની શાખાઓ બીજા શહેરોમાં પણ હોય તો નવાઇ પામવા જેવું નથી. અત્યારે પણ રંગુનમાં એના નામની કલબ મોજૂદ છે અને તેની ખ્યાતિની સાક્ષી પુરેછે. એશિયા કરતાં યુરોપમાં એની કદર શાથી વધારે થઇ એ વિચારવા જેવું છે. એશિયાના લોકો ઉમર ખય્યામના હાલથી પુરેપુરા વાકેફ હતા. અને એના કાવ્યોની ખુબી પોતાની ભાષામાં હોવાથી સારી રીતે સમજતા હતા. જ્યાં સુધી એમણે યુરોપના લોકોને ઉમરના કાવ્યની ખુબી ન બતાવી, ત્યાંસુધી તેઓ અંધારામાં જ રહ્યા. યુરોપમાં અધ્યાત્મવાદ ( spiritualism ) કમી થતો જાયછે અને પ્રકૃતિવાદ–જડવાદ–( materialism ) નું જોર વધતું જાયછે. આથી સ્વભાવિક રીતે પરિણામ એ આવ્યુંછે કે લોકોની ધર્મ તરફ બેપરવાઇ વધતી જાય છે. નાસ્તિકપણુ વધતું જાયછે. ઉમરની કેટલીક રૂબાઇઆત ઉપલક રીતે આવા વિચારોનું સમર્થન કરેછે. તેથી યુરોપના લોકો એમ સમજી બેઠાછે કે ઉમર ખય્યામ એમના જ વિચારનો માણસ છે. યુરોપને એની રૂબાઇઆતમાં એપીક્યુરસ, સીસેરો, સફુસ ( syphodes ) અને ઝેનોના ખ્યાલ નજરે પડેછે; તેઓ એમ સમજેછે કે એ લોકોની માફક ઉમરનું પણ એજ કહેવું

છે કે, ખાઓ, પીઓ અને મોજ કરો. ઝીંદગીમાં મોજ કરી તે ખરી; ઝીંદગી ગયા પછી કાંઈ નથી; કોઇ પુછનાર ગાછનાર નથી." એમણે એશ આરામ અને મોજ શોખના કેટલાક સિદ્ધાન્તો કાઢયાછે. અને તે પ્રમાણે તેઓ બરાબર અમલ કરેછે. પણ **ઉમર ખય્યામના** વિચારો ઉપર જરા ઉંડી નજર કરો ? શું એના આજ વિચારો છે ? યુરોપના લોકો ભલે આવી વાતો માની લે, પણ એશિયાના લોકો આવી વાત ઉપર ભરોંસો કરવા બીલકુલ તૈયાર નથી. એક યુરોપીઅન લેખકે તો એમ પણ લખ્યુંછે કે "પોતાના દેશબંધુને કોઈ શરાબી કહે એ કોઈ ઇરાનીને પસંદ હોય કે ?" પણ આમ લખવામાં લેખક ભુલ કરેછે. કારણકે ઇતિહાસ લખતી વેળાએ મુસલમાનોએ આવો પક્ષપાત કદાપિ પસંદ કર્યો નથી. **ગાલિબ દેહલવી** શરાબ પીતો હતો. તેના ચરિત્ર લેખકે–એના જ શિષ્યે–સાફ સાફ લખ્યુંછે કે એને શરાબ પીવાની ટેવ હતી. આથી વધારે પુરાવો શો જોઇએ ? **હાફેઝ, સાદી, જામી,** અને બીજા કેટલાક કવિવરો અને ઉલમાઓના ચરિત્ર લેખકોએ એમની એબ નહીં છુપાવતાં બરાબર સફાઇથી બહાર પાડી છે. તો પછી દેશબંધુની એબ છુપાવવાની ક્યાં રહી ? એ તો માત્ર બેહુદો કટાક્ષ છે. વાત એવી છે કે યુરોપમાં આવા ઉંચા ખ્યાલના માણસો બહુ ઓછા છે. **ખય્યામ** જે ટોચ ઉપર ઉભો રહીને આ ફાની દુનિયા તરફ જોઇ રહ્યોછે, એ સ્થિતિએ પહોંચતા તેમને હજી વાર છે. આથી **ઉમરની** કૃતિ ઉપર એકતરફી ફેંસલો આપવો કે પુરતો વિચાર કર્યા વિના એ વિષે કાંઇપણ નિર્ણય બાંધવો એ તેને અન્યાય કરવા બરાબર છે.

**ફિટ્ઝરાલ્ડે ઉમરને** નાસ્તિક અને મોજમજાહનો શોખીન ઠરાવવાની કોશેષ કરી છે. મી. **જે. કે. એમ શીરાઝી** નામના એક ઇરાની

પારસી પણ આજ મતના છે. અને આ તહોમતના પુરાવામાં ફિટ-ઝરાલ્ડ પાસે તો તેમણે **ઉમરની** કેટલીક રૂબાઇઆતના કરેલા ગલત અર્થો છે. મી. **શીરાઝી** પાસે **શાહરસ્તાનીના** "નઝહતુલ અરવાબ" અને "તારીખ અલહકમ" ના કેટલાક ફકરા છે. ફિટઝરાલ્ડ જે રૂબાઇઆતને આધારે **ઉમરને** નાસ્તિક માનેછે તે રૂબાઇઆતનો તરજુમો જ ખરો નથી. કારણકે તેમણે તો **ઉમરની** રૂબાઇઆતના નામે કેટલીક અંગ્રેજી કડીઓ ઘડી તેને પોતાના એપીકયુરીયન-નાસ્તિક વિચારો બહાર કાઢવાનું એક સાધન બનાવ્યુંછે. અને **ઉમરની** રૂબાઇઆત તરીકે બીજી રૂબાઇઆતની આડમાં તેને ખપાવી દીધી છે. પરંતુ આવો અન્યાય સદા નભી શકતો નથી. પ્રોફેસર **કોવેલ**, મી. **વ્હીનફીલ્ડ, હમબર પ્રગસ્ટાલ, સર ઓસલી, ડેનીસન રોઝ, જોનસન પાશા**, પ્રોફેસર **બ્રાઉન** અને મોં **નિકોલાસ**, તથા મી. **ટાલબટ** જેવા નામાંકિત નરોએ **ફિટઝરાલ્ડના** દંભને ઉઘાડો પાડયોછે અને તેના મતને ખોટો ઠરાવ્યોછે.

મોં. **નિકોલાસનો** મત એવો છે કે **ઉમર** શરાબ, જામ, સાકી અને સુરાહી જેવા શબ્દોના પડદામાં અને એવા શબ્દોને દષ્ટાંત તરીકે ઉપયોગ કરી તરીકત અને જ્ઞાનના ઉંડા ભેદોને છેડી રહ્યો છે. અથવા બીજા શબ્દોમાં કહો તો **ઉમર** સુફી મજહબના ભેદ ભરમોને આવા શબ્દોમાં ઇરાનના બીજા કવિઓની જેમજ દષ્ટાંત રૂપી ભાષામાં જાહેર કરી રહ્યાછે. **ઉમર** મુસલમાન ધર્મનો પાકો માનનારો હતો.

મી. **શીરાઝી** અને એના જેવા બીજા ઘણાએ લેખકોએ **ઉમરને** **શાહરસ્તાનીના** લેખના આધારે, નાસ્તિક ઠરાવવા કોશેષ કરીછે; પણ

તેના ગ્રંથોનું નિષ્પક્ષપાતપણે અવલોકન કરવાથી તેવું કાંઈ સાબીત થતું નથી. **શહરસ્તાનીએ** તેને ખરાબ માણસ કહ્યોછે એ સિવાય બીજી બધી બાબતોમાં તે તેના વખાણ કરેછે. વધારેમાં વધારે **ઉમર**ના સમકાલિનોએ તેને માટે જે લખ્યુંછે તે બધાનો સાર એ છે કે "**ઉમર** ધાર્મિક વિચારો અને વિષયમાં કોઇની પણ તાબેદારી કરતો ન હતો અને તે સમયના લોકમત વિરૂદ્ધ કેટલાક ધાર્મિક વિષય ઉપર સ્વતંત્ર વિચાર ધરાવતો હતો."

એમ છતાં **ઉમર**ની રૂબાઇઆતમાં અનેક એવી રૂબાઇઆત છે કે જેમાંથી અય્યાશી, મસ્તબાજી અને રિંદાઇની ગંધ આવેછે. અને એ રૂબાઇઆતની શેખીના કારણથી જ તેના વિરોધીઓને તેના ઉપર હુમલો કરવાનું કારણ મળ્યુંછે. પણ એ બધા શબ્દો દ્વિઅર્થી છે. અમે એમ નથી કહેતા કે **ઉમર**ની બધી રૂબાઇઆત એબ વિનાની અથવા વાંધા વિનાની છે છતાં અમો એટલું તો જરૂર કહીશું કે તેની ખુબીદાર રૂબાઇઆતનું પ્રમાણ વધારે છે.

**ઉમર**ની બધી રૂબાઇઆતને જો ક્રમઃસર ગોઠવવામાં આવે તો **ઉમર**ના આચાર વિચારમાં વખતોવખત જે ફેરફાર થયા હશે તેનો નિર્ણય પણ થઈ શકે; પણ ઇતિહાસીક દલીલોની ગેરહાજરીના કારણે આવા વિભાગ પાડવાનું બની શકે એવું નથી; એમ છતાં **ઉમર**ની રૂબાઇઆતનો સંબંધ તેની જીંદગીના અમુક ભાગ સાથે ચોકસ રીતે બેસાડી શકાય એમ છે.

**ઉમર**ની જે રૂબાઇઆતમાં અય્યાશી, મસ્તી, અને રિંદાઇ વિગેરેનું વર્ણન આવેછે એ બધી તેની યુવાનીના સમયની છે; નિરાશા, દિલગીરી, અને નીતિના શિક્ષણવાળી રૂબાઇઆતને તેની આધેડ અવસ્થાના કાળ સાથે સરખાવી શકાય; અને છેલ્લી જે રૂબાઇઆત

બાકી રહેછે અને જેમાં જગતનું પોકળપણું, જીંદગીનું અનિશ્ચિત-પણું, ખુદાની યાદ, તેની શોધ અને તેની **મહોબ્બત**, તેની પ્રાર્થના, તેની દયા અને ક્ષમાની ઉમેદ, અપરાધનો એકરાર વિગેરે બાબતોનો સમાવેશ છે એ તેની જીંદગીના છેવટના કાળ સાથે સરખાવી શકાય.

**ઉમર ખય્યામ**ની રૂબાઇઆતની સંખ્યા નકી કરવાનું કામ ઘણું મુશ્કેલ છે. કઈ રૂબાઇઆત **ઉમર ખય્યામ**ની છે અને કઈ તેની નથી એનો જયારે વિચાર કરીએ છીએ ત્યારે આપણે કોઈ વિશ્વાસ-પાત્ર નિર્ણય ઉપર આવી શકતા નથી. લગભગ આઠસો વર્ષ પછી આજે એ નકી કરવું એ કોઇપણ પરદેશી લેખકને માટે બહુ મુશ્કેલ કામ છે. **ઉમર ખય્યામ** તેના દેશમાં અપ્રિય હતો તેથી જ તેના ગ્રંથો દુનિઆમાં બહુ થોડા પ્રકટ થવા પામ્યા. તેના કેટલાંક અપ્રસિદ્ધ કાવ્યો પૂર્વના દેશોમાં એટલાં ઓછાં છે કે પશ્ચિમના દેશોમાં એ કાવ્યો ભાગ્યે જ પહોંચ્યા હશે. ઈંડીયા ઓફીસમાં[1] પડેલા બે લેખો અને કલકત્તાની આવૃતિ. એ **ઉમર ખય્યામ**ની રૂબાઇઆત હોય એમ લાગેછે પણ પર્શીયાના અને અયોધ્યાના લેખો સાથે મેળવવાથી તેમનું ખરાપણું વ્હેમાયછે. પર્શીયાના લેખો પણ એક બીજા સાથે મળતા આવતા નથી. ઇંગ્લાંડમાં એક લેખ છે એમ અમે જાણીએ છીએ. બોડલેનમાં આઉસલેની અપ્રસિદ્ધ કૃતિમાંનો નં. ૧૪૦ વાળો લેખ ઓક્સફર્ડની લાયબ્રેરીમાં છે. એ લેખ ઇ. સ. ૧૪૬૦માં શીરાઝમાં લખાયેલો છે. તેમાં ૧૫૮ રૂબાઇઆત છે. તહેરાનમાં લીથો કરાવેલો એક લેખ જેનું મોં. **નીકોલાસે** ભાષાન્તર

---

**૧ ફીટઝરાલ્ડ કહેછે કે ઇંડીયા ઓફીસમાં તથા પારિસની લાયબ્રેરીમાં ઉમર ખય્યામનો એકે નુસખો નથી.**

કર્યુંછે. તે આ લેખથી તદન જુદો છે. આ લેખમાં ૪૬૦ રૂબાઇઆત છે; કોઇ ૪૬૬ પણ કહેછે; એક કલકતાની એશિયાટીક સોસાયટીની લાયબ્રેરીમાં છે. એ જો કે અપૂર્ણ છે તોપણ તેમાં ખરી ખોટી ૫૧૬ રૂબાઇઆત છે તેવી જ રીતે **વોન હોમર** પોતાની પાસે **ખય્યામ**ની ૨૦૦ રૂબાઇઆત છે એમ જાહેર કરેછે. લખનૌના અપ્રસિદ્ધ કાવ્યમાં ૫૦૦ રૂબાઇઆત છે એમ ડો. **સ્પ્રેન્જર** જાહેર કરેછે. કેમબ્રીજનો એક લેખ છે તેમાં ૮૦૧ રૂબાઇઆત છે. પારિસની બીબ્લીઓથેકયુ ઇમ્પીરીયલમાં બે લેખ છે તેમાં ૧૭૫ અને ૨૧૩ રૂબાઇઆત છે. ઓકસફર્ડ અને કલકતાના અપ્રસિદ્ધ લેખોના લેખકો સામસામા વિવાદ કરતા હોય એવું લાગેછે. દરેક લેખની શરૂઆતમાં સારી કે નઠારી પણ એક કવિતા છે. ઓકસફર્ડવાળા લેખમાં લેખક પોતાનો કોઇ ગુન્હાથી બચાવ કરેછે અને કલકતાવાળો લેખક શાપ આપતો હોય એવું દેખાયછે. સ્વ. **મીસીસ કેડલ** જેણે યુરોપમાંનાં **ઉમર ખય્યામ**ના બધા લેખો એકઠા કર્યા હતા, તે કહે છે કે “મને **ઉમર**ની બધી મળીને ૧૨૦૦ રૂબાઇઆત મળીછે. પણ આપણે **ઉમર**ની જ કહીએ એવી તો ૨૫૦-૩૦૦ રૂબાઇઆત છે. ઇ. સ. ૧૮૩૬માં કલકતામાં એક આવૃતિ છપાઇછે. તેમાં ૪૯૨ રૂબાઇઆત છે. વિલાયતમાં જેટલી રૂબાઇઆત છપાઇ છે તેમાં મુળ રૂબાઈ સાથે તેનો અંગ્રેજી તરજુમો પણ આપ્યોછે. મોં. **નીકોલાસે** પોતાની આવૃતિમાં ફ્રેન્ચ તરજુમો આપેલછે અને તેને છપાવવામાં ઊંચી કલા રસિકતાનો પરિચય કરાવ્યોછે. રૂબાઇઆતની સંખ્યા સિવાય આ આવૃતિઓના ગુણદોષમાં ઉતરવાનું કામ ઘણું મુશ્કેલ છે. એશિયાની બેપરવાઈ અને યુરોપની હલકી વૃતિએ એમાં કેટલાએ વળ પાડી દીધાછે. એશિયામાં છાપખાનાની જોગવાઇ

નહોતી. લોકો હાથથી જ પુસ્તકો લખતા; પુસ્તકો લખતી વેળાએ સાધારણ લખનારાઓએ શુદ્ધ, અશુદ્ધનો ખ્યાલ બહુ ઓછો રાખ્યો અને આથી કેટલીએ રૂબાઇઆતમાં વધઘટ નજરે પડેછે. પણ આ વધઘટ કરતાં ખરાબ તો એ થયુંછે કે લોકોએ રૂબાઇઆતનું ખૂન કરવું શરૂ કર્યું. અને પોતાની અને બીજાની રૂબાઇઆતને **ઉમર ખય્યામની** કહીને એની સાથે જોડી દીધી. યુરોપના લોકોએ તો માત્ર **ઉમર ખય્યામના** નામની જેટલી રૂબાઇઆત મળી તે સર્વ એકઠી કરી તેનો સંગ્રહ છપાવ્યોછે. જે શએરોને માટે લોકો ઘણી ટીકા કરેછે એ ઘણીખરી તો **ઉમરની** નથી. માત્ર એના નામ સાથે લોકોએ જોડી દીધીછે. **ઉમર ખય્યામની** રૂબાઇઆત વાંચનારાને આ વાત લક્ષમાં રાખવી જોઇએ, નહિ તો **વૉન હોમર** અને **સર ડબલ્યુ ઓસલીની** માફક એમના દિલમાં પણ ભ્રમ પેદા થશે. બીચારા **ઓસલી** સાહેબને તો એટલે સુધી ભ્રમ થયો હતો કે **ખય્યામ** સુફીવાદની વિરૂદ્ધ હતો. કારણ કે એની કેટલીક રૂબાઇઆતમાં સુફીઓની વિરૂદ્ધનાં લખાણો મળી આવેછે; પણ હકીકતમાં આ કથન સત્યથી વેગળું છે.

રૂબાઇઆતમાં પ્રભુની સર્વવ્યાપકતા, ભાગ્યનું પ્રાબલ્ય, જગતનું મિથ્યાત્વ, ખળ પુરૂષો પ્રત્યે ધિક્કાર, ઇશ્વરપ્રાર્થના, અને મદ્યપાન એ મુખ્ય વિષયો છે.

**( પ્રભુની સર્વવ્યાપકતા )**

હિંદુઓની માફક સુફીઓમાં પણ એક સંપ્રદાય એમ માનેછે કે પ્રભુ સર્વવ્યાપક છે. આખું બ્રહ્માંડ એ એક જ તેજનું કિરણ છે. એક જ ઝરણાંનો પ્રવાહ છે. આ સંપ્રદાયના આચાર્ય ઇમામ **મોહીયુદ્દીન અરબી** છે. જો કે તેમના

પહેલાં કેટલાએ પવિત્ર પુરૂષો થઇ ગયાછે, જેઓ આ જ મતના હતા. પણ તેમણે એ માન્યતા કદીએ ઉચ્ચારી નહોતી. માત્ર પોતાના અંગત શિષ્યોને આ ગૂઢ રહસ્ય તેઓ એકાંતમાં સમજાવતા. અને આ વાત કોઇને ન કહેવા આદેશ કરતા. **ઇમામ મોહીયુદ્દીન અરબી** એ પહેલા શખ્સ છે કે જેણે આ વાતને પુસ્તકાકારે છપાવીને જાહેર કરી દીધીછે. એ જમાનાના માણસોની માફક **ઉમર ખય્યામ** પણ પ્રભુની સર્વવ્યાપકતામાં માનતો. ( જૂઓ રૂબાઇ ૩૪ અને ૩૬૯ )

એક બીજી રૂબાઇમાં તે આજ ભાવને વધારે સ્પષ્ટતાથી વર્ણવેછે અને જાણે કે અર્થસુંદરી ઉપરનો શબ્દ ઘૂંઘટ ખેંચી લીધો હોય તેમ એ ભાવની સુંદરતા દેખનારને આબેહુબ નજરે પડેછે. ( જૂઓ રૂબાઇ ૪૧૦ )

બીજી રૂબાઇમાં પણ આ વાતનો પુરો સ્ફોટ કરેછે. ( જૂઓ રૂબાઇ ૪૭૫ )

**( ભાગ્યનું પ્રાબલ્ય )**

દુનિઆમાં એવો કોઈ ધર્મ નથી કે જેમાં ભાગ્ય કે પ્રારબ્ધની વાત ન આવતી હોય. ઇસલામમાં પણ કીસ્મત સંબંધી ઘણું શાંત્વન આપ્યુંછે; પણ દુનિઆના ફીલસુફો અને તત્વવેત્તાઓએ આ બાબતમાં જૂદો માર્ગ પકડયોછે. એમાંના એક પક્ષનો મત એવો છે કે "ઇનસાન ચાહે સો કરી શકેછે" બીજો પક્ષ એમ કહે છે કે "ઇનસાન કાંઇ કરતો નથી. ખુદા ચાહે સો કરી શકેછે." **ઉમર ખય્યામની** રૂબાઇઆત પરથી માલૂમ પડેછે કે એ બીજા પક્ષના મંતવ્યમાં માનતો હતો. ( જૂઓ રૂબાઇ ૩૫૭, ૩૧૧, ૪૭૧ )

**( જગતનું મિથ્યાત્વ )**

**ખય્યામ** એમ માનેછે કે આ દુનિઆ એવી જગ્યાછે કે

જ્યાં હરદમ ફેરફાર થયા કરેછે. માટે આ મુકામમાં જે કામ કરવું હોય તે બહુ વિચાર કરીને કરવું જોઇએ. ( જૂઓ રૂબાઈ ૪૩૯ )

**ઉમર ખય્યામ** વારંવાર એ વાતને યાદ કરેછે કે આ દુનિઆમાં જે ફેરફારો થયા કરેછે તેનું છેવટ પ્રલય છે. ( જૂઓ રૂબાઇ ૩૯૨ )

**ઉમર ખય્યામ** એમ માનેછે કે સરજનહારની સર્વ કૃતિઓમાં મનુષ્ય શ્રેષ્ટ છે. પણ મનુષ્યની દશા શી છે? બોલતાં ચાલતાં, જોત-જોતાંમાં એનો જીવ ખોળીઆમાંથી ઉડી જાયછે અને ખોળીયું પણ ખાક થઇ જાયછે. અને એ માટીમાંથી લોકો ઈંટ, નળીયાં, કુજા અને સુરાહીઓ બનાવેછે. આ પ્રમાણે દુનિઆ શરૂ થઇ ત્યારથી જ ચાલતું આવેછે. આજે જે શખ્સ કોઇની માટીના પ્યાલામાં પાણી પીઈ રહ્યોછે, તેજ શખ્સની માટીના પ્યાલામાં કાલે કોઇ બીજો શખ્સ પાણી પીતો હશે. ( જૂઓ રૂબાઈ ૩૨ )

**ઉમર ખય્યામ** કહેછે કે જ્યારે ઇનસાનની આ દશા છે ત્યારે શા માટે ઇનસાન દુનિયામાં આટલી બધી ફિકર કરતો હશે? બીજાને હેરાન કરતો હશે? વા અંદર અંદર કજીઆ કરતો હશે? આ બધું છોડીને ઇનસાને બધાની સાથે નરમાશથી વર્તવું જોઇએ ( જૂઓ રૂબાઈ ૬૨, ૩૩, ૪૪૬ )

**( ખળ પુરૂષો પ્રત્યે ધિક્કાર. )**

**ઉમર ખય્યામની** રૂબાઈઆત હકીકતમાં એક બગીચો છે. જેમાં રંગ બેરંગી ફુલો ખીલ્યાંછે, લોકો આ બગીચામાં ટહેલેછે. અને મનપસંદ ફુલો ચુંટેછે. **ઉમર ખય્યામની** ખૂબી એ છે કે પોતાને મનપસંદ છોડ એ બગીચામાં વાવેછે અને ઉગાડેછે. આ કામમાં તે બીજા કોઇની પરવા કરતો નથી; પોતાના આયના જેવા સાફ

દિલમાં જે વાત આવેછે તેજ તે જીભ ઉપર લાવેછે. સાક્ષરોન
જેમ શબ્દ જાળ કે લુચ્ચાઇનો પડદો ઢાંકવાનો તે પ્રયત્ન કરતો નથ
એ શરાબ પીવેછે. પછી તે ગમે તે જાતનો કાં ન હો. પણ એને
તે સાફ દિલથી એ કરાર કરેછે. લોકો એને ફીલસુફ હોવાને લીં
કાફરનો ઇલ્કાબ આપેછે. તેને માટે એ કહે છે કે "જો ફીલસુફ
કાફીરી છે તો હું કાફીર સહી." એ એમ સમજેછે કે ઇનસા
ગુન્હાથી બચતો નથી. પોતે ઇનસાન છે અને તેથી ગુન્હેગાર છે
એટલે પોતે એ દોષમાંથી છટકી શકતો નથી. આથી એને લુચ્ચ
અને ખળ પુરૂષોની ભારે ચીડ છે. **ઉમર ખય્યામના** જમાનામાં મુસ
લમાનો ખાધે પીધે સુખી હતા. દોલતમંદ હતા. માલદાર હતા. આથ
એમનામાં સુસ્તીએ ઘર કર્યું હતું. એશઆરામ, મોજ શોખ, તથ
બીજા છંદોમાં તેઓ ચકચુર રહેતા. ઉલ્માઓ અને સુફીઓની ર
ફરજ હતી કે પોતાની કોમને આ બીમારીમાંથી બચાવે; પણ કમ
નસીબીની વાત એ હતી કે તેઓ પોતે જ એ બીમારીમાં સૌ કરત
વધારે ફસાયા હતા. છતાં તેઓ પોતાનો મોભો જાળવી રાખવા
ખાતર હરેક પ્રકારની યુક્તિઓ વાપરતા. ખૂબી એ છે કે આ
ઉલ્માઓ બીજાઓને કાફર કહેતાં આંચકો ખાતા નહિં. **ઉમર ખય્યા**
ઉપર આ લોકોએ પસ્તાળ પાડી હતી. આ વિષે **ઉમર ખય્યા**
ઇસારો કરેછે ( જુઓ રૂબાઇ ૪૫૦ )

એક રૂબાઇમાં તેણે આવા લોકોની ખૂબ મજા ઉડાવી છે અ
નિડર બનીને કહ્યુંછે. ( જૂઓ રૂબાઇ ૪૭૩ )

આથી વધારે સ્પષ્ટ રીતે તે આવા લોકોને ઉઘાડા પાડીને ક
છે. ( જૂઓ રૂબાઇ ૧૧ )

**( ઇશ્વર પ્રાર્થના. )**

કેટલાક યુરોપીઅન લેખકોએ લખ્યુંછે કે **ઉમર ખય્યામ** એપ

કયુરીઅન વિચારનો માણુસ છે. **એપીકયુરસનો** ઉપદેશ છે કે ભૂત ભવિષ્યની ચિંતા ન કરો અને ખાઓ પીઓ અને મજા કરો. આ ઉપરથી એમ લાગેછે કે અહિંઆના **ચાર્વાકોની** માફક **એપીકયુરસ** પણ બીજી દુનિઆમાં માનતો નથી. એ એમ સમજેછે કે દુનિઆમાં ઇનસાન જે કાંઈ કરેછે તેના સારા માઠાં ફળ ઈનસાન આ દુનિઆમાં રહેછે ત્યાં સુધી જ ભોગવેછે. હિંદુઓના પુનર્જન્મમાં કે યુનાનીઓની રૂહની શાંતિમાં તે માનતો નથી. જીંદગીમાં એને કોઇએ એવી ગુંચ નથી મળતી કે જેનો ખૂલાસો આ પુનર્જન્મ કે કર્મ ફળના સિદ્ધાંતથી થાય. આથી સંભવિત છે કે યુરોપીઅન લોકોને **ઉમર ખય્યામની** રૂબાઇઆતમાં આવા જ ખ્યાલ નજરે પડે. પણ જરા ઉંડો વિચાર કરવાથી દીવા જેવું સ્પષ્ટ દેખાશે કે **ઉમર ખય્યામ** જેવા જ્ઞાની ફીલસુફનું સ્થાન આવા ઉપરચોટિયા વિચારોથી ઘણે ઉંચે છે. એણે પોતાની રૂબાઇઆતમાં કયામત, પાપ, પુણ્ય, હીસાબ, વિગેરે વિષે વારંવાર લખ્યું છે તેથી સાબીત થાયછે કે તે એવા વિચારોથી પર હતો. આવી રૂબાઇઆતને કોરે મુકીને માત્ર ખુદાને દુઆ કરવા વાળી જ તેની રૂબાઇઆત વાંચીએ તો પણ આ મતનું ખંડન કરવાને તે બસ છે. આથી જ હું કહું છું કે **ઉમર ખય્યામની** ફીલસુફી **એપીકયુરસ, સક્રુશ** અને **ઝેનોની** ફીલસુફીથી બીલકુલ નિરાળી છે. **ઉમર ખય્યામ** કહેછે કે "દુનિઆ ફાની છે અને એની હરચીજ હરદમ બદલાયા કરેછે. એથી લોભ વૃત્તિમાં તણાઇ જઈ પોતાની મર્યાદાની બહાર જવાનો ઇરાદો મનુષ્યે હરગીજ કરવો જોઇએ નહીં; કારણ કે જે કુદરતની મર્યાદાની બહાર છે તે તારી તાકાતની મર્યાદાની પણ બહાર છે. માટે મર્યાદામાં રહીને જ કોશેશ કર અને ખુશ રહે. કારણ કે મર્યાદા છોડીને બહાર જવાથી દુઃખ અને ગમગીની સિવાય બીજું

કાંઈ મળતું નથી. અને આ દુઃખ અને ગમગીનીથી તારી મુશ્કેલીઓ ટળતી નથી; તો પછી દુઃખ ખમવામાં પણ શો માલ છે? માટે કુદરતની મર્યાદાની બહાર નીકળવાને માટે ફોકટ ફાંફાં ન માર અને વખત એળે ન કાઢ. નાહક અફસોસ કર્યા વિના જે સ્થિતિમાં તું છે તેજ સ્થિતિમાં રહીને આ થોડી જીંદગી તું ખુશીથી ગુજાર." (જૂઓ રૂબાઇ ૩૦)

ખુદાની પાસે એ કેવા સાચા દિલથી પ્રાર્થના કરે છે? પોતાના ગુન્હાનો એ કેવા સાફ દિલથી એકરાર કરેછે (જૂઓ રૂબાઇ ૬૦, ૯૩, ૨૮૮, ૪૨૨, ૨૬૮ અને ૪૪૯.)

**ઉમર ખય્યામ**ની રૂબાઇઆત પર વિચાર કરતાં સૌથી મોટો પ્રશ્ન એ ઉભો થાયછે કે રૂબાઈઆતમાં જે જોર શોરથી **ઉમર ખય્યામ** શરાબની વાત કરેછે તે કયો શરાબ છે? કેટલાક અપવાદો સિવાય પુર્વના તેમજ યુરોપના લોકો એમ માની બેઠા છે કે **ઉમર ખય્યામ** દ્રાક્ષના શરાબની વાત કરેછે. અને તે શરાબ પીતો હતો. તેથી જ તે વારંવાર શરાબની વાત કહેછે. આ સંબંધમાં તેની થોડી ઘણી રૂબાઇઆત રજુ કરવી ઇષ્ટ છે. જેથી આપના ખ્યાલમાં આવી જશે કે તે કયા શરાબની વાત કરેછે. (જુઓ. રૂબાઇ ૪૪૫)

શરાબના વિષયમા એની જે રૂબાઈઆત છે તે તમામમાં શરાબનો અર્થ સ્વર્ગનો પાક શરાબ થતો નથી તો એ શરાબ કયો છે એમ સ્હેજે શંકા થશે? એ શરાબે અંગુરી જ છે. પણ જે શખ્સ રૂબાઇ-આતમાં શરાબની વાત કરે એ શખ્સ શરાબને પીતો જ હોવો જોઇએ એવું માનવાને કયું કારણુ છે? **શાદી, હાફેઝ, નઝામી** વગેરે તમામ કવિઓ શરાબની તારીફ કરેછે અને શરાબ વિષેની તમામ વાતો કરે છે. તેથી શું એ લોકો શરાબ પીતા હતા? એમાંના ઘણા ઓછા

લોકોએ દ્રાક્ષની પ્યાલીને મ્હોં અડાડયુંછે. હકીકત એમ છે કે કવિની કલ્પના અને ઇશ્કની નિશાબાજીને તેજ કરવાનો આ માત્ર એક રસ્તો છે. આથી જ કવિઓ વારંવાર શરાબનાં વખાણ કરેછે. વળી ઊમર ખય્યામની કેટલીક રૂબાઇઆત તો એવી છે કે એમાં શરાબનો અર્થ દેખીતી રીતે બેહિશ્તના શરાબ જેવો જ થાયછે. સાદી, હાફેઝના શએરોમાંના શરાબનો અર્થ લોકો બેહિસ્તનો શરાબ કરેછે તો પછી એમના કાવ્યનો અર્થ સ્વર્ગનો શરાબ થાય અને આ ફીલ-સુફના શરાબનો અર્થ દ્રાક્ષનો શરાબ થાય એવું કાંઇ કારણ નથી. પણ મુળ કારણ તો એ છે કે ઊમર ખય્યામ બિચારો જાહેર માણસ નહતો, સુફીઓમાં એની ખ્યાતિ ન હતી. આથી જ એની રૂબાઇઆત ઉપર પવિત્રતાનો ઓછાડ ઢંકાયો નથી.

કેટલાક ઊમર ખય્યામને લ્યુક્રેશીઅસ સાથે બુદ્ધિ અને સ્વભાવમાં સરખાવેછે. બન્ને જણાં જોકે સરખા બુદ્ધિમાન અને વિચારશાલ હતા, તોપણ તેઓ તેમના વખતના લોકો કરતાં વધારે વિદ્વાન હતા. અને તેમના હૃદય, સત્ય અને ન્યાયને ચાહનારાં હતાં. તેઓએ તેમના દેશના ખોટા ધર્મ સામે અને તે તરફની ખોટી ભક્તિ સામે બળવો ઉઠાવ્યો હતો; પણ તેમણે જે સારી આશાથી એ બગાડયું હતું તેને પાછું સુધારવા તેઓ અશક્ત હતા. અલબત્ત લ્યુક્રેશીયસે એપીક્યુરસના સિદ્ધાન્ત પ્રમાણે પોતાનું મન મનાવ્યું હતું અને એપી-ક્યુરસના સિદ્ધાન્તો કરતાં ત્યાગ વૃત્તિથી બધું સહન કરીને બ્રહ્માંડના નિયંત્રિત નાટય ઉપર તે વિચાર કરતો. તે પોતે અને તેની આસ-પાસનું બધું ( રોમન નાટયશાળાના તેણે લખેલા વર્ણન પ્રમાણે ) તેની અને બાહ્ય સૂર્યની વચ્ચે ટાંગેલા પડદાના ફિક્કા છાંયાથી રંગાયું છે એમ તે સમજતો હતો. ઊમર ખય્યામ આવી નકામી માથાકુટ

કરવાનો કાયર હોઇને તેણે પોતાની બુદ્ધિ અને વિદ્યાને પૂર્ણ ધિક્કારથી ખૂવારીમાં ફેંકી દીધીછે. અને આ ખરાં પુલો, શરાબ વગેરેને વશ થઇને નસીબ, સ્વેચ્છા, હયાતિ અને નાસ્તિની શકયતા ઉપર આધાર રાખી રાજી રહેતો. અસ્તુ.

× × × ×

**ઉમર ખય્યામ** ફારસી ગણિતવેત્તા અને ખગોળવેત્તા તરીકે પ્રખ્યાત છે પણ તેની વધારે પ્રખ્યાતી કવિ તરિકે છે. એ કવિતામાં મુસલમાન ધર્મથી જુદી જાતના વિચાર દર્શાવેલા છે. તેની શૈલી મર્મ ભર્યા ટુંકા વાક્યો વાળી છે. તેના કોઇ વિચારો અસ્પષ્ટ રહસ્યવાળા અને અદ્વૈતવાદી જણાયછે. પણ ઘણે ભાગે તે કેવળ અનિશ્વરવાદી છે. અને જુના વિચારના ધર્મગુરૂઓની સંકુચિત બુદ્ધિ, મતાંધતા, તથા કઠોર વૈરાગ્ય સામે તે સખ્ત વાંધો ઉઠાવેછે. તેમજ છેક છેડે ગયેલા સુફીઓની ગાંડાઇ તથા ઢોંગને અને તેમના ઉન્મત પ્રલાપ તથા રહસ્યવાદને એ હાસ્યપાત્ર બનાવેછે; અને એ માટે તેમની જ રહસ્યવાદી ભાષા વાપરેછે. આ બાબતમાં તે **હાફેઝને** મળતો છે. તે **હાફેઝના** પહેલાં થઈ ગયો અને તેની શૈલી **હાફેઝ** કરતાં વધારે સાદી અને વધારે પ્રભાવવાળી છે. તેથી કેટલાક તેને **હાફેઝ** કરતાં ચઢીઆતો ગણે છે. **ઉમર ખય્યામ**ના કાવ્યોનો અભ્યાસ યુરોપના વિદ્વાનોમાં હાલ બહુ પ્રચાર પામ્યોછે. કેટલાક તેને પૂર્વના દેશોનો **વોલટેર** કહેછે. **વોલટેર** પેઠે તે પણ અનિશ્વરવાદી અને જડવાદી છે. તેની પેઠે જ તે ધર્માધિકારીઓનો ભારે ઉપહાસ કરેછે; અને દુ:ખી મનુષ્યો તરફ સમભાવ દર્શાવેછે; પણ **ઉમર ખય્યામની** કૃતિઓમાં કેટલીક ખુબીઓ છે, તે **વોલટેરની** કૃતિમાં નથી. **ઉમર ખય્યામે** મદિરાની, પ્રેમની અને પાર્થિવ સુખોની જે અસંગત પણ મોહભરી

સ્તુતિ લખીછે; સ્નિગ્ધ લાગણીઓ અને ભાવોથી ભરેલા હૃદયના જે ઉત્કંઠામય ઉભરા પ્રકટ કર્યાછે; દુષ્ટ દ્વેષી નસીબ સામે તેણે જે આવેશભર્યાં ઉદ્દગાર કાઢયાછે, જગતમાં જે જે મહાન હોય, શુભ હોય, સુંદર હોય, તે સર્વને નસીબ કેવો ધીમે ધીમે ક્ષય કરેછે, અથવા એકાએક નાશ કરે છે; અને તેનું નામ નિશાન કેવું હમેશ માટે ભુંસી નાંખેછે, એનું જે વર્ણન તેણે કર્યુંછે તેમાંનું કાંઇ **વોલટેરની** કૃતિમાં જોવામાં આવતું નથી. ઉમર **ખય્યામ, બાયરન સ્વિનબર્ન** અને **શોપનહારની** પેઠે દુનિઆને દુઃખ અને નિરાશાથી ભરેલી જૂએછે; અને તેથી પ્રતીતિ થાયછે કે તત્વચિંતનમાં તથા કવિત્વમય કલ્પનામાં નિરાશાવાદ ( Pessimism ) નવો ઉદ્દભવ્યો નથી. ઉમર **ખય્યામની** કવિતા રૂબાઇને નામે ઓળખાયછે. રૂબાઇએ છંદનું નામ છે. રૂબાઇની ટુકમાં ચાર ચરણ હોયછે. અને પહેલા બીજા અને ચોથા ચરણનો પ્રાસ મળેછે. ત્રીજા ચરણનો ઘણું ખરૂં કોઈ સાથે પ્રાસ હોતો નથી; તેણે આશરે ૫૦૦ રૂબાઇઆત લખેલી છે. ( એનસાઇકલોપીડીયા બ્રિટાનીકા નવમી આવૃત્તિ )

**હરિલાલ દ્વારકાદાસ સંઘવી.**

# ઊમર ખય્યામની રૂબાઇયાત્



૧

એક દિન મદિરાગારમાંથી બાંગ આવી પ્રભાતમાં.
"સાકી અમારા એ દિવાના ને પૂજારી મદ્યના;"
"તેઓ અમારી જીંદગીના જામને ભરી દે ન ત્યાં,"
"તું ઊઠ ભાઇ આપણે ભરીએ મદિરાના શીશા."

૨

એ મસ્ત રાતે તુજને લાવ્યો શું કામે અમ કને?
ને આ પટાન્તર માંહ્યથી હાંસલ થયું શું તુજને?
તારા વિના દુઃખમાં રવડતા આદમીની આગળે,
વંઠોળીયાની જેમ ઢૂંઢી કોણ હ્યાં લાવ્યું તને.

૩

દુનિયા દિવાની આપણું આવાસ ફાની આંહિનું,
તેમાં ગમી ને દુઃખ વિનાનું કાંઇ હાંસલ ના થયું;
અફસોસ છે કે આપણી મુશ્કેલી એકે ના ટળી,
ને આપણે દુઃખ ભાર વ્હોરી આંહિથી ચાલ્યા જશું.

૪

માલીક અમારી માગણી તું એક તો સ્વીકારજે,
તું હેતથી ઐશ્વર્યની અમને પિછાન કરાવજે;
રસ્તો અમે ના ભૂલીએ તોપણ તને લાગે ઊંધું,
તું આંખને સુરમો લગાવી દે રજા ખય્યામને.

૫

તું ઊઠને ભાઈ જરા મદદે અમારી આવજે,
તારી ભલાઇથી અમારાં દુઃખ સૌ નિવારજે;
તેઓ અમારા દેહના શીશા બનાવી દે ન ત્યાં,
શીશા મદિરાના ભરી દે હું ગટાવી જાઉં એ.

૬

મારા મરણ સમયે મને મદિરાવતી નવરાવજો,
ને મસ્તીના ગીત ગાઇને મમ દેહને દફનાવજો;
જો કયામતે પણ કોઇને મારી જરૂર પડે કદી,
તો મદ્યગૃહની ખાકમાંથી યાર મુજને ઢૂંઢજો.

૭

જો કાલની પણ કો તને ના ખાતરી આપી શકે,
દુ:ખથી ભરેલા દિલને આનન્દમાં તું રાખજે;
આ ચાંદની સમ ચળકતી મદિરા રૂપેરી તું પીલે,
વ્હાલી પછી એ ચંદ્ર આપણને નહિ શોધી શકે.

૮

આશક હમેશાં મસ્તીમાં ચકચુર થઇને વિચરે,
ને તે પુરેપુરા દિવાના, શોરીદા થઇને ફરે;
સાવધ થઇને સર્વ વસ્તુની કટુતા પી જતા;
ચાહે ગમે તે થાય તો પણ મસ્તીમાં તે લોટતા.

૯

ડાહ્યા જનો સંસારમાં મમતા લગાવીને રહે,
માયા ઉપર આસક્તિ તેઓ ઇશ્વરાર્થે તો ધરે;
જંજાળમાંથી છુટીને જ્યાં નિવૃતિ તે માગતા,
ત્યાં મોત મીઠું તેમને ઘસડી જતું કર થોભીને.

૧૦

કુરાન દૈવી જ્ઞાનનો ભંડાર આપે વિશ્વને,
પણ પોથીનાં પાનાં કદી એ જ્ઞાન ના વાંચી શકે;
અંગુરના એ જામ પર સોનેરી શબ્દો જે લખ્યા,
એ વિશ્વને પણ માન્ય એવું ઈશ્વરી ફરમાન છે.

૧૧

જો તું મદિરા પી નહિ તો મસ્તને મ્હેણું ન દે,
મુજને પશીમાની થશે તો હું રડીશ પ્રભુ કને;
તું તો શરાબ પીતો નથી એવી બડાઇ તું કરે,
પણ મદ્યને સારાં કહાવે, કામ એવાં તું કરે.

૧૨

ગમે તેવી મનોહર, બદશિકલ, હો દેહની મૂર્તિ,
મને સૌંદર્યમાં તો એ અનુપમ પૂર્ણ લાગેછે;
સૃજનના આ મલિન ખંડે, મને માલૂમ નથી કાંઇ,
કદરૂપડા દેહને સૌએ હશે શણગારતા શાને ?

૧૩

અમારી આગમાંથી તો ધુમાડો કયાં હતો અહિંઆ ?
અમારા માલમાંથી શાદમાની કયાં હતી અહિંઆ ?
મને તેણે મદિરાગારનું નામ જ શીખાવ્યું છે,
અસલમાં તો મદિરાગાર પણ કયાંએ હતું અહિંઆ ?

૧૪

" સનમ તો મૂર્તિપૂજકને પુછેછે "ભકત ઓ વ્હાલા,"
" અમારો ભક્ત તું શાથી થયો તે જાણતો કે ના ?"
" સનમ જેને તમે નાજર અમારો વિશ્વમાં નીમ્યો,"
" અમો પર તેમણે સૌંદર્યની ભુરકી જ નાંખી છે."

૧૫

જગતમાં કોઇને બનતાં સુધી ના પીડજે કો દી,
અને તુજ ક્રોધ જ્વાલાથી ન કોને બાળજે કો દી;
કદી તુજને અખંડાનંદની ખાહેશ થાયે તો,
દુઃખી થાજે મગર દુઃખી કરીશ ના કોઇને કો દી.

૧૬

અફ્રાથી કે ખુશીથી પણ પ્રભુને તેં પુજ્યા છે ને,
અજલના કોલમાં બેહિશ્તને દોજખ સૃજયાં છે તેં;
તમારૂં વિશ્વ જીન્નત છે અને મારૂં નથી કાંઇ,
અરે બેહિશ્તમાં મુજ કાજ તો જગ્યા નથી ક્યાં એ.

૧૭

હું પી મદિરા ખૂબખૂબાં મસ્ત થાઈશ આલમે,
મારી કબરમાંથી મધુરી ગંધ એની પમરશે;
રસ્તે જનારા પંથીઓ જો સૌ જરા ત્યાં થોભશે,
તો એ અજબ ખુશબોઈથી નિજ ભાન પણ ભુલી જશે.

૧૮

તું બંદગીના તત્વમાં સૌ હૃદયને પીછાણી લે,
માલીકની દરગાહમાં તું તો મુસાને શોધજે;
જામે શીરાજી લાખ હો પણ એક દિલને ના મળે,
કાબા તણી દશમાં જઇ તું તેજ દિલને શોધજે.

૧૯

જે દિવસે જામે શીરાજી હાથમાં પકડીશ હું,
ને ખૂબખૂબાં ઢીંચીને મસ્તી મહિં લોટીશ હું,
અગ્નિ સમી એ પ્રકૃતિને પાણી સમા એ શબ્દમાં,
ત્યાં પણ હજારો મુશ્કીલોને સર્વમાં સરજીશ હું.

૨૦

આ દિવસો વહી જાયછે તેમાં મદિરા તું પીલે,
આ જીંદગી વીતી ગઈ પાછી કદી ના આવશે;
આ વિશ્વ પણ ખૂવારીમાં વહ્યું જાય છે તું જાણજે,
તું પણ હમેશા પી મદિરાને ખૂવાર થઇ જજે.

૨૧

અમે તો એ મદિરાના હુકમ પર શિર ઝુકાવ્યું છે,
અને એ મીઠડીને જાન પણ કુરબાન કીધીછે;
અમારો સાકી પણ વીણા મદિરાની વગાડેછે,
અને એ પ્યાલીને કાંઠે મદિરા પણ હસેછે ને.

૨૨

મદિરા ને મધુરી પ્યાલી ને ગાયક અમે સૌ એ
અમારી આબરૂ, મૈત્રી, ભલા સૌ મયકદામાં છે;
નથી આશા દયાની વા સજાની ખોચરૂ ના કાંઈ,
હવાની, ખાકની કે આપ, આતશની ન પરવા છે.

૨૩

" માહી કહે છે મુરઘીને કે " ગ્રીષ્મના આ તાપમાં, "
" સુકાયલાં આ ઝરણમાં પણ નીર પાછાં આવતાં; "
મુરઘી કહેછે, " જો મને તુજને હલાલ કરે કદી, "
" મૃત્યુ પછી મારે મને પાણી, મધુનો ભેદ ના. "

## ૨૪

કફૂર ને દીન માંહે એક આત્મા તો વિરાજેછે,
અમર ને ફાની દુનિઆમાં ભલા એ એક આત્મા છે;
ખુશી તું રાખજે એવા અમોલા એક આત્માને,
જીવનનો આપણો નફો ભલા એ એક આત્મા છે.

## ૨૫

આકાશ તારા વેરથી આ પાયમાલી થઈજછે,
બુરાઈ એ કંઈ યુગથી તારી પુરાણી રીત છે;
ઓ ખાક ! જો તેઓ કદી તારૂં જીગર ચીરી જૂએ,
તારા જીગરમાં તો અમોલાં મોતીનો ભંડાર છે.

## ૨૬

નદીઓ વહેછે વ્હેનમાં, પવનો વહે વેરાનમાં,
આ જીંદગી પણ તેમ કંઈ વીતી ગઈ બે રોજમાં;
હું એ દિનોના ડંશની ના કોઈ દી પરવા કરૂં,
આ દિવસો વહી જાય જે, જાશે વળીએ સાનના.

## ૨૭

અણુમોલ એ હીરો અવર કો ખાણુમાંથી [?] નીકળ્યો,
ને એ અમોલાં રત્ન પર જુદી નિશાની છે [?] જૂઓ;
આ તો બધાંએ આપણાં જુદાં જુદાં અનુમાન છે,
ને ઈશ્કનો પ્રસ્તાવ એ બીજી જીભેથી તો થતો.

૨૮

મારી યુવાનીનો સમય અણમોલ તે આજે જ છે,
હું સુખ મારૂં નિત્ય માનીને મદિરા પીઊં એ;
ખારાશ વા મીઠાશ હો પણ જામને ન વખોડજે,
આ જીંદગી ખારી બની તેથી સહુ ખારૂં જ છે.

૨૯

ઓ આત્મ, જો દુઃખમાં સડ્યા કરવું લખ્યું તુજ કર્મમાં,
ને ભાગ્યના રંગો બધા સહવા લખ્યા તુજ કર્મમાં;
જો અંત વખતે તું નકી આ દેહથી છુટી જશે,
ઓ આત્મ તો તું શીદને આવ્યો હશે આ દેહમાં ?

૩૦

જો કાલનું નિર્માણ તારા હાથમાં આજે નથી,
તો કાલનો વિચાર પણ કરવો નકામો છે નકી;
તારૂં જીગર આશક ન હો તો એક પળ પણ ખો નહી,
આ જીંદગી બાકી અમર ના વિશ્વમાં છે કોઇ દી.

૩૧

દુઃખમાં બધાને બારણે ના કોઇને ભમવું ઘટે,
ચડતી અને પડતી સદા નીભાવવી સૌને ઘટે;
આકાશના પ્યાલા અને તકદીરના પાસા વળી;
જે ચિત્ર પેદા થાય તેની સાથ તો રમવું ઘટે.

### ૩૨

આ જામ પણ મારી સમું એ ઇશ્કમાં સપડાયુંછે,
માશૂકના એ મોહમાં તો બંદીવાન બન્યું જછે;
જે હાથ એની ગરદને હમણાં જ તું નિરખી રહ્યો,
સૌ યારની ગરદન ઊપર વીંટાયલો એ હાથ છે.

### ૩૩

અહિં આપણે આવ્યા પહેલાં રાત ને દિન તો હતાં,
આકાશ પણ સૌ કામને માટે અહિં ઘુમતું હતું;
આ ખાક પર સભાગીને ભાઇ કદમ તું મુકજે,
એ ખાક પણ વખતે સનમની આંખની કીકી હશે.

### ૩૪

સૌ દેવળો ને મસજીદો એ પ્રાર્થના મંદિર છે,
ને ઘંટનાદ બધા કંઇ એ પ્રાર્થનાની રીત છે;
તસબી અને કુશ્તી અને કાબા અને વળી ક્રોસ એ,
સૌએ પ્રભુની પ્રાર્થનાની વિવિધ રંગી રીત છે.

### ૩૫

વિધિના દફતરે તો જે થવાનું તે થયુંછે ને,
અને નેકી બદીથી એ કલમ ખરડાઇ પણ ગઇછે;
નશીબમાં જે લખ્યુંતું તે બધું તેણે દઈ દીધું,
હવે તો ઝૂરવું રોવું બધી એ વ્યર્થ વાતો છે.

૩૬

હું તો ભલી, બુરી ન વાતો કોઇને પણ કહી શકું,
ટુંકી જબાંથી હુ ન લાંબી વાત કાંઇ કરી શકું;
મારી સ્થિતી તો એવી છે, શ્રદ્ધા ન હું રાખી શકું.
વા ખાનગી મુજ દિલની પણ કોઇને કહી ના શકું.

૩૭

મારી જનેતા પાસ તે બેઠો નહી, ન્હાસી ગયો,
તે વાળનારો તો અમારા પાક ભુવનમાં ગયો;
કો વૃદ્ધ મદિરાગારમાંથી આવીને બોલી ગયો,
"તું મદ્ય પીલે જીંદગી આ પણ વહી કો દી જશે."

૩૮

માલીકની મમતા વિના મેં સ્થાન પણ શોધ્યું નથી,
ને વિશ્વમાં દરિયા દિશા વિણુ સ્થાન મેં લીધું નથી;
મનના તરંગોમાં મને મુશ્કેલી જે આવી નડી,
તે દુર કરીને મેં કજાથી વેર પણ બાંધ્યું નથી.

૩૯

જો તે વફાદારી કરે તો તે વફાઇ મારી છે,
યા તે કસુર કરે જ તો, મારી નિયત એ બુરી છે;
તે મેળવે કદી વિષ તો તેની અસર થાશે નહીં,
ને જો અસર થાશે કદી, તો ડંશ એ મારો જ છે.

૪૦

તારી જુદાઈથી ગમી કો દિલમાં નથી તે નથી,
તારી દિવાની તો પ્રભુની દ્રષ્ટિમાં નથી તે નથી;
તારા મગજમાં કોઈની દિવાની ઘુસી ગઇ નથી;
તારી દિવાની તેથી કો શિરમાં નથી તે તો નથી.

૪૧

હું સાવધાન રહુંજ તો શાદી છુપાઇ જાયછે.
હું મસ્ત હોઊં એ સમે પીવામહિં નુકશાન છે.
મસ્તી અને હુશીઆરીની વચ્ચે હું ઝોલાં ખાઊં છું,
હું એમનો ગૂલામ છું, મારૂં જીવન પણ એ જ છે.

૪૨

આ જામને સરજાવવા જેણે મહેનત લીધી છે,
તેણે શું કામે મસ્તને એ ફોડવા દીધો હશે ?
માશૂકની આવી મનોહર મૂર્તિને તેણે જનો,
શા પ્રેમથી સરજી હશે, શા ક્રોધથી લોપી હશે ?

૪૩

મૃત્યુ અને વિનાશની સૌ ખોફ તારી મસ્તી છે,
વિનાશમાંથી તું અનન્ત હયાતીને તો પામશે;
જ્યારે ઈસુની ચેતનાથી જીવ મુજમાં સંચર્યો,
ત્યારે પછી મુજ કાજ મોતે હાથ ધોયાછે હવે.

૪૪

માશૂકની સાથે તને નવરાશ પુરી હોય તો;
નવરોજની લાલી સમું તું જામ લેજે હાથમાં,
તું પી મદિરા ખૂબખૂબાં, આસમાન તને કંઇ,
વંટોળીયાની જેમ ઓચિંતો જ ફેરવશે અહિં.

૪૫

જો આપણી ઇચ્છાનુસારે કામ ના કાંઇ થશે,
તો આપણી કોશેશનો પણ ખ્યાલ કયાં જાશે હવે;
પણ આપણે એવી ઉપાધિમાં સદા બેઠા છીએ,
મોડા અહિં આવ્યા અને વ્હેલા તહિં જાવું પડે.

૪૬

ખય્યામ! તારા પાપ માટે દુઃખ તું શીદને ધરે,
દુઃખી થવાથી શું વધારે ખોટ હાંસલ છે તને;
પાપ જેણે નથી કર્યું તેને રહમ પર હક નથી,
બાપુ રહમ એ પાપીઓને કાજ છે, ના શોચજે.

૪૭

એ ખાનગી પડદા મહિં પણ રાહ કોને છે નહિ,
આ જીંદગીના ભેદનો કો માનવી ભેદુ નહિ;
આંહિ કબરખાના વિના બીજો નિવાસ મળે નહિ,
અફસોસ છે કે વાત આ પણ કાંઈ ટુંકી છે નહિ.

૪૮

આ બેવફા આલમ અહિંનું આપણું રહેઠાણુ છે,
તેમાં બધી જ સમાનતા હું શોધીને થાક્યો જ છું;
તારી સુરત ના ચંદ્ર જેવી, જ્યોતિ પણ તેને કહી,
તારૂં સરો જેવું બદન ના, પણ કહ્યું તેવું જ મેં.

૪૯

દેવળ મહિં, મસજીદમાં, મઠમાં અને નિશાળમાં,
ઇન્સાન બ્હીવે નરકથી ને સ્વર્ગને સૌ શોધતા;
જે આદમી માલીકની આ ખાનગીને જાણતો,
તે તો નકામી વાત આવી દિલ મહિં ધરતો નથી.

૫૦

તેં વિશ્વને જે જે અવર જોયું અહિં તે કંઇક છે,
તેં સાંભળ્યું, કીધું અહિં જે તે બધું પણ કંઇક છે;
આકાશની તેં સર્વ બાજુ જોઈ તે પણ કંઇક છે,
તેં ખાનગીમાં જે ખરીદ્યું તે બધું પણ કંઇક છે.

૫૧

સંસારના ડાહ્યા જને મુજને કહ્યું'તું સ્વપ્નમાં,
"આ ખ્વાબમાંથી શાદીના ફુલ કોઇ દી ખીલતાં નથી;"
"તું કાર્ય એવું શું કરે કે મૃત્યુમાં ભળવું પડે,"
"તારે કબર માંહે સુવું પડશે, મદિરા તું પી લે."

૫૨

આ જીંદગીની ખાનગીને જો દિલે જાણી હતે,
તો તો પ્રભુની ખાનગી એ મૃત્યુ સમયે જાણશે;
જો તુંજ તારા રૂપને હાવાં કંઇ જાણે નહીં;
તો કાલ તારા આત્મને તું જાણશે ક્યાંથી અરે ?

૫૩

જ્યારે ખફા આકાશને ગમખ્વાર દિવસે ચીરશે,
ને અંધકાર સિતારના એ તેજને શરમાવશે;
ત્યારે ખુદાની બાંહ્ય પકડી હું પોકારીશ એટલું,
"તું શીદને નિર્દોષ જનને મૃત્યુમાં સપડાવતો ?"

૫૪

આ ખાનગી કો જંગલીને ખુલ્લી થાવી ના ઘટે,
આ વાત સૌએ મૂર્ખથી છુપી રહેવી તો ઘટે;
તું માણસોને ક્યાં સુધી પજવેજ છે એ જોઇ લે,
આ આંખ સૌ ઇન્સાનથી પણ છુપી રહેવી તો ઘટે.

૫૫

સાકી જમાનો આપણી પડખે કદી ના હોય જો,
તો વિશ્વમાંહે આપણે માટે જગ્યા ખાલી નથી;
જો આપણી પાસે મદિરાનો મીઠો પ્યાલો હશે,
તો તો ખુદા પણ આપણા કબજા મહિં છે જાણજે.

૫૬

મેં જીંદગી આખી પુલો ને જામમાં ગાળી જ છે,
પણ વિશ્વમાં મારૂં કદી એ કામ પાર પડ્યું નથી;
મીઠી મદિરાથી કદી મુરાદ ના બર આવી તો,
જે જે દશા થાવી હશે તે તો બધી હજીયે થશે.

૫૭

તું જામ દે મુજ હાથમાં મુજ દિલ સળગી જાય છે,
ને જીંદગી આ ઝાંઝવા જેવી મને દીસે જ છે,
કીસ્મત તણું ખીલવું સખે તું સ્વપ્ન સમ તો જાણજે:
ને આગ યુવાની તણી પાણી સમી તું સમજજે.

૫૮

અમે આશક છીએ કાફર, મુસલમાનો બીજા કો છે,
અમે તો નાતવાં કીડી, સુલેમાનો બીજા કો છે;
ફિક્કા અમારા ગાલની અને જુના લબાચાની,
ન કીંમત ઉપજે કાંઇ, કરાબ વેચુ બીજા કો છે.

૫૯

પીવી મદિરા, મસ્ત રહેવું, એજ મારી રીત છે,
દીનથી, કફ્રથી દુર રહેવું એજ મારો ધર્મ છે;
માશૂકને પુછ્યું "તમારૂં પહલું શું દેવું ઠર્યું?"
તેણે કહ્યું, "તારા જીગરની શાદી મારૂં પહલું છે."

૬૦

નથી લાયક મુસલમીન હું, નથી હું મિત્ર મૂર્તિનો,
ખુદા જાણે મને કઈ ખાકથી તેણે સરજ્યો એવો;
ફકીર કાફીરને નાપાક વેશ્યાના સમો હું છું,
મને ના દીન, દુનિઆની અને બેહિશ્તની આશા.

૬૧

તુજ આત્મ શ્વાન સમાન, પીંજરમાં સદા સીધો રહે,
વેરાનમાં તે ખૂબખૂબાં બાંગ પોકાર્યા કરે;
શિયાળ જેવી ચપળતા નેં ખર સમી નિદ્રા કરે,
ચિત્તા સમી ક્રૂરતા, વરૂ જેવી ફરેબી તેની છે.

૬૨

જે જે વનસ્પતિ ઝૂલતી ઝરણાં કિનારે ઊગીછે,
એ દેવદૂત સમાન કોઇ અધરમાંથી ઊગીછે;
તું એ વનસ્પતિ પર કદમ ભૂલે ચૂકે ના મૂકજે,
કોઇ સનમની ખાકમાંથી એ વનસ્પતિ ઊગીછે.

૬૩

જેના હૃદયમાં ધર્મની એ અજબ જ્યોત પ્રકાશતી,
તેઓ બધા મસજીદ કે મંદિરમાં વસતા હશે;
ને ઇશ્કના આ દફતરે નામો લખ્યાં છે જેમના,
તે સર્વ કોઇ સ્વર્ગથી ને નરકથી છુટયા જ છે.

૬૪

કાવસ, કબાદ અને વળી એ તુસના પણ રાજ્યથી,
એ મદ્યનું પણ એક ટીપું તો વધુ પ્રિય છે મને;
આશક પ્રભાતે મદ્યગૃહમાં બાંગ જે પોકારતા,
એ સાધુઓની પ્રાર્થનાથી પણ વધુ પ્રિય છે મને.

૬૫

હું તો ગમે તેવો ભલેને દોષવાળો હોઉં તો,
પણ મૂર્તિપૂજકની સમો હું તો નિરાશ નથી થયો;
હું પી મદિરા ખૂબખૂબાં ને મરી જાઉં કદી,
માગું સનમ, પ્યાલું, જહન્નમ, સ્વર્ગની પરવા નથી.

૬૬

હું તો મજા ખાતર મદિરા કોઇ દી પીતો નથી,
વા માન, ધર્મ, ફીસાદ ખાતર પણ કંઈ પીતો નથી;
ખાહેશ છે ટાળી અહં આત્મોન્નતિને મેળવું,
હું એકલો આ કારણે જામે શીરાજી પીઉછું.

૬૭

લોકો કહે મસ્તો જહન્નમમાં સદાએ સડબડે,
એ વાત ખોટી છે, દિવાના, માનશો કોઈ નહી;
જો આશકો ને મસ્ત સૌ જહન્નમ મહિં વસતા હશે,
તો સ્વર્ગ પણ ભાઇ હથેળીના સમું કાલે થશે.

૬૮

શાબાનને વળી રજબમાં તું મદ્ય કો દી ના પીજે,
એ તો ખુદાના ખાસ મહિના વિશ્વમાં લેખાયછે;
શાબાનને વળી રજબએ હજરત તણા મહિના નથી,
રમજાન માંહે આપણે મદિરા સુખેથી ઢીંચશું.

૬૯

રમજાન આવ્યો ને મદિરાની રૂતુ તો વહી ગઇ,
મીઠી મદિરાની સુનેરી એ ઘડી પણ વહી ગઇ;
ને આપણી પાસે મદિરા તો પીધા વિણ રહી ગઇ,
જે તક મળી તે ભોગવ્યા વિના અરેરે વહી ગઇ.

૭૦

આ મલ્ક દોરંગી અને છે ધર્મશાળા આપણી,
રાત્રિ અને દિવસ તણું આરામ સ્થળ પણ એજ છે;
એ તો જગત છે એજ જ્યાં જમશેદ લાખો થઇ ગયા,
એ તો કબર છે એજ જ્યાં બહેરામ લાખો સુઇ ગયા.

૭૧

જ્યારે હવે તુજ શાદમાનીના ફુલો ખીલ્યાંજ છે,
ત્યારે હવે મીઠી મદિરા શીદ તું પીતો નથી;
તું મદ્ય પીલે આ જમાનો દ્રોહીને હરામી છે.
આવો દિવસ તુજને પછી મળવો બહુ મુશ્કેલ છે.

૭૨

જે મ્હેલમાં બહેરામ બેસીને મદિરા ઢીંચતો,
ત્યાં સિંહને શિયાળ પણ આજે હવે આળોટતા;
બહેરામ જેણે ગોરને પંજા મહિં લીધું હતું,
તે કબરમાં આજે સુતો છે તે બધું જોયું તમે.

૭૩

સૌ વાદળાં આવ્યાં, રડયાં હરીયાળી લીલી ઉપર,
જામે શીરાજીના વિના ના જીવવું કોદી ઘટે;
જે જે વનસ્પતિ આપણું આંજે તમાશાગાહ છે,
આ દેહની વનશ્રી થશે તેમજ તમાશો કોઇનો.

૭૪

આજે જુમ્માનો પાક ખુશનુમાઇ દિવસ છે જગે,
ઓજસ ભરેલી પ્યાલીમાંથી તો મદિરા તું પીલે;
તું જો હમેશાં એક પ્યાલું મદ્યનું પીતોજ હો,
તો આજ બે પ્યાલી પીજે તું, આજનો દિન ખુશ છે.

૭૫

જે જે મદિરા કુદરતી મીઠાશ પૂર્ણ ધરાવતી,
તે કો સમે ખારી અને મીઠી વળી થાતી કદી;
તું જો કહે કે હસ્તિની નાસ્તિ અહિં પણ થાયછે,
એ ગુણ તો તેનો નથી પણ જાત તેની ગુણી છે.

૭૬

આ તાયફાની આગમાંથી ધુમ્ર વિણુ કંઇ નાં મળે
ને કોઈની ઉમેદ કરવી એ સલામત પણ નથી;
આ વિશ્વ જે આકાશની છાંઇએ ગુમાન ધરાવતું,
એની વિનાશી જાળમાં પણ સુખ મેં દીઠું નથી.

૭૭

આ વિશ્વમાં જે આદમીમાં પૂર્ણ શ્રદ્ધા છે તને,
જો તું વિચારીને જૂએ તો તેજ તારો શત્રુ છે;
તું આ જમાનામાં ન મૈત્રિ કોઇની પણ રાખજે,
આ દુન્યવી લોકોની સાથે મૈત્રિ દુરથી સારી છે.

૭૮

નાંદાન, આ જીવતી શિકલની તો ખૂબી પણ કંઇક છે,
આકાશના એ ધૂમટોની પણ ખૂબી એ કંઇક છે;
આ પ્રકૃતિને પ્રવૃતિની શાંતિ માંહે ઐકય છે,
તું થા ખુશી આ મામલા માંહે ખૂબી પણ કંઇક છે.

૭૯

જો અપ્સરા, ગાયક, મદિરા, મારી સાથે હોય તો,
ને ઝૂલતી નદિના કિનારે એક વાડી હોય જો;
તો તો જહન્નમની દખલને દુઃખથી પણ એ ભલું,
જો સ્વર્ગ કોઇ હોય તો એના વિના બીજું નથી.

૮૦

તે વૃદ્ધ મદિરાગારમાંથી મસ્ત થઇને નીકળ્યો,
તેને ખભે શતરંજ ને હાથોમહિં પ્યાલી હતી;
મેં વૃદ્ધને પુછી લીધું કે આપના શું હાલ છે ?
તેણે કહ્યું "પી મદ્ય, જગનું કામ તો થાશે પછી."

૮૧

એ બુલબુલોને બાગમાંહે રાહ જ્યારે ત્યાં જડયો,
ત્યાં તેમણે જામે શીરાજીને પુલો હસતાં દીઠાં;
જે જે બીના તેણે કહી તે હોઠપર આવી ઊભી,
તું જાણજે આ જીંદગી વીતી ન પાછી આવશે.

૮૨

ખય્યામ, તારો દેહ તંબુની સમો દીસેજ છે,
ને આ વિનાશી દેહનો આત્મા વડો સુલતાન છે;
આ જીવ જ્યારે તંબુમાંથી બારણે વહી જાયછે,
ત્યારે ફિરશ્તા મોતના તંબુ ઉઠાવી લેજ છે.

૮૩

ખય્યામ જેણે જ્ઞાનના તંબુ અહિં શીવ્યાજ છે,
એ તો અચાનક દુઃખની ભઠી મંહિ સળગી ગયો;
એની જીવન રજ્જુ અજલની કાતરે કાપી અને,
એને કજાના એ દલાલે મફત તો વેચ્યોજ છે.

૮૪

એ ફુલવાડીના તીરે જામે શીરાજી જો મળે,
તો હું સનમ સાથે વસન્તોત્સવ કરીશ ઊમંગથી;
દુનિઆ ભલેને ચ્હાય તેવું એ નઠારૂં લેખતી,
એવે સમે જો સ્વર્ગને હું યાદ કરૂં તો ઠીક છું.

૮૫

આનન્દના એ સમયમાં જામે શીરાજી ઠીક છે,
માશૂકનું એ ગાન મીઠું ને સિતારી ઠીક છે;
જે સાધુને જામે શીરાજીની કદર કાંઇ નથી,
તે આપણાથી લાખ ગાઊ દૂર રહે તો ઠીક છે.

૮૬

સાકી અને મદિરા વિના આ વિશ્વમાં કાંઇ નથી,
સિતારીના ગાયન વિના ગાવું બીજું કાંઇ નથી;
આ વિશ્વના અહેવાલમાં હું જેમ ઊંડો જાઊં છું,
હાંસલ મહિં દુઃખ સાંપડે બાકી બીજું કાંઈ નથી.

૮૭

આ આત્મથી તું તો નિરાળો વિશ્વમાં ક્યાંઇ જશે,
માલીકની સૌ ખાનગી ખુલ્લી થશે તુજ સામને;
તું મદ્ય પીલે ક્યાંથી તું આવ્યો અહિં એ જાણુના,
તું થા ખુશી કે તું અહિંથી ક્યાં જશે એ જાણુના.

૮૮

જાવું નકી જો છે જ તો તો જીવવું શાને પછી ?
આશા તણા રસ્તા નકામા માપવા શાને પછી ?
જો એ જગ્યાને છોડવાની કોઈને ઈચ્છા નથી,
તો એ સફરથી દુર રહેવું, થોભવું શાને પછી ?

૮૯

શીરાજીના ગુણગાન કરવા એજ મારૂં કામ છે,
મારી દશા હો ચ્હાય તેવી ત્હોય મીલ્કત મારી એ;
ઓ સાધુઓ ! જો અકલ ઉસ્તાદ હોયે આપનો,
થાજો ખુશી કે આપનો ઉસ્તાદ મારો શિષ્ય છે.

૯૦

લોકો મને પાપી ગણી બદનામ આપેછે કંઇ,
નિર્દોષ છું પણ તેમણે તેવો મને ધાર્યો જ છે;
ઇસલામની વિરૂદ્ધ કંઇ મારા ઉપર, ડાહ્યા જનો !
મસ્તી અને માશૂક વિના આરોપ પણ બીજો નથી.

૯૧

આશા અને તૃષ્ણાની પાછળ તું ફરીશ કદી જગે,
હું એટલું કહુંછું નકી કે તું ભીખારી તો થશે;
તું કોણ છે ને ક્યાંથી તું આવ્યો અહિં એ જાણી લે,
તું શું કરે, ને ક્યાં જશે, તુ એ જરા સમજીજ લે.

૯૨

સંસારના સંતાપથી મારી કમર વળી ગઇ જ છે,
ને આંખમાંથી આંસુની ધારા કંઇ વહી જાયછે;
આ વ્યર્થ આફતને લીધે જહન્નમ બુરૂં લાગે મને,
ને સુખને સમયે મદિરા સ્વર્ગ સમ લાગે મને.

૯૩

હું ઘોર પાપી છું જગે તારી દયા ક્યાં છે પ્રભુ ?
હું ઘોર અજ્ઞાની જ છું તુજ નૂર તો ક્યાં છે પ્રભુ ?
જો તું મને બેહિશ્ત મારી ભક્તિથી આપીશ તો,
તારી દયા, મમતા અને માયા બધી ક્યાં છે પ્રભુ ?

૯૪

જેણે મને પેદા કર્યો તેણે નરક ને સ્વર્ગમાં,
એ રૂપભેદ કર્યો હશે શીદને, ન જાણું વાત એ;
કો ફૂલવાડીમાં સનમ, પ્યાલું, સિતારી જો મળે,
એ રોકડું સૌ દે મને ને સ્વર્ગનું સુખ તું જ લે.

૯૫

હું તો મદિરા પીઉં છું ને શત્રુઓ નિંદે મને,
તેઓ કહે છે મદ્ય પીવો ધર્મથી વિરૂદ્ધ છે;
જામે શીરાજી પીવી એ જો ધર્મથી વિરૂદ્ધ છે,
તો શત્રુઓનું ખૂન પીવાની મને શું છુટ છે ?

૯૬

ઈનસાનમાં જે જે ભલાઇ ને બુરાઇ ઘડાઇ છે,
જે જે ગમી ને શાદમાની કીસ્મતે અળખાઇ છે;
તું તેમને આકાશની શકિત કદી ના લેખજે,
તારાથી તો આકાશ પણ સો સો ગણું નિર્માલ્ય છે.

૯૭

જે તીર મૃત્યુ ખેંચતું, એ કોઇને કબજે જ છે,
ને આ મહત્તા, માલ, જર એ તો બધું પણ કંઈક છે;
હું જેટલું ધંધાની નજરે બારિકીથી જોઉં છું,
ત્યાં તો ભલાઇ એ ભલાઈ છે, ને અવર પણ કંઈક છે.

૯૮

જે દિલ પુરેપુરૂં વિરાગી વિશ્વમાં ના થઇ શકે,
તે જીંદગીભર ખૂબ પશ્ચાતાપ તો કરતું રહે;
જે દિલ વિરાગી છે અહિં તે તો પુરૂં આનંદી છે,
બાકી બધું જે છે અહિં તે દુઃખથી ભરપુર છે.

૯૯

જેનું હ્રદય દાનાઈ ને આનન્દથી ભરપુર છે,
તે જીંદગીની એક પળ પણ ના નકામી ગાળતો;
કાં તો ખુદાની મ્હેરને માટે સદાએ તે મથે;
વા મદ્ય પીને મસ્તીમાં નિજ સુખને શોધે જ છે.

૧૦૦

જ્યારે અમારા દેહની માટી મિલાવી માલીકે,
ત્યારે જ તે અમ કાર્યના પરિણામને સમજ્યો હતો;
મેં એક પણ ગુન્હો પ્રભુ—આજ્ઞા વિના કીધો નથી,
ત્હોયે કયામતને દિને મારે બળી શાને જવું?

૧૦૧

તેઓ તને જુમ્માનો દિવસ આપતા ના ત્યાંસુધી,
તું એક હફતો આ મદિરા ખૂબખૂબ્બાં પીઇ લે;
પણ આપણા દીનમાં જુમ્મા, શંબા કંઇએ એકના,
તું તો ખુદાને પૂજજે, દિવસ પૂજક તું થા નહી.

૧૦૨

પ્રભુ તું તો દયાળુ છો, દયા ઉદાર તારી છે,
પ્રભુ તો પાપી જન સૌ સ્વર્ગની બહાર શીદને છે?
અમારી ભક્તિથી દે તો ન તારી એ કરીમી છે,
પ્રભુ ઉદ્ધાર પાપીને કરીમી તો જ તારી છે.

૧૦૩

આ રોજગાર ફીસાદનો સંભાળીને તું ચાલજે,
તું ચેતજે ભાઈ, જમાનાની કટારી તેજ છે;
તુજ કાર્યમાં જો આ જમાનો લાલચો નાંખેજ તો,
સંભાળજે ના થાપ ખાજે, ઝેર એ માંહે ભર્યું.

૧૦૪

જ્યાં જ્યાં ફુલો ને મદ્યની લાલી પડે તુજ દૃષ્ટિએ,
એ કેટલાએ શાહના ખૂનથીજ એવી થઈ હશે ?
આ ખાકમાંથી જે ફુલો ખીલે હમેશાં વિશ્વમાં,
માશૂકના એ ગાલનું તો છુંદણું કોઇ હશે.

૧૦૫

મીઠી મદિરા રત્ન છે ને જામ તેની ખાણુ છે,
ને જામ એ તો દેહ છે ને મદ્ય તેનો જાન છે;
આ જામ નવરંગી મદિરાનુ હસેછે જે મીઠું,
એ કોઈ જખ્મીના હૃદયના ખૂનનુ ટીપું હશે.

૧૦૬

જામે શીરાજી તું પીલે, આ અમર જીવન એજ છે,
તારી યુવાનીનું બધું હાંસલ ભલા પણ એજ છે;
આ તો જમાનો મસ્તીને, ફુલો, મદિરાનો, જ છે,
તું એ ઘડી ખુશી થજે, આ જીંદગી પણ એજ છે.

૧૦૭

તારે કબર માંહે સુવું પડશે, મદિરા તું પીલે,
તારૂં નથી ત્યાં મિત્ર, માશૂક કે હરિફે કોઇએ;
આ વિશ્વની સૌ ખાનગી તું કોઇને કહેજે નહિ;
કરમાયલાં ફુલો ફરીને કોઇ દી ખીલતાં નથી.

## ૧૦૮

એ હુરની સાથે નિકા પઢવા મુબારક તે ગણે,
પણ દ્રાક્ષનું પ્યાલું મને તો ખૂબ મીઠું લાગતું;
તું તો નગદ લઇને રહેજે દુર ખાલી વસ્તુથી,
ને ઢોલનો આવાજ દુરથી સુણવો એ ઇષ્ટ છે.

## ૧૦૯

દિલડું કહે મારે ઇલિમ શીખવાની ઘણીએ હોંશ છે,
જો તું શીખાવી એ શકે તો હોંશથી શીખાવજે;
તેને કહ્યું મેં કે "અલીફ" તું શીખજે પુરેપુરો,
જો આદમી એ હોય તો તેને હરફ એ પૂર્ણ છે.

## ૧૧૦

મારૂં અહિંઆ આવવું, મુજ હાથમાં જો કંઇ નથી,
ને વિશ્વથી ઇચ્છા વિના જાવું જરૂર પડે કદી;
સાકી કમર કસી લે અને તું સાવધાન થઇ રહે,
હું વિશ્વના દુઃખો મદિરાથી બધાં ધોઇશ કંઇ.

## ૧૧૧

હું જ્યાંસુધી પાણી ઉપર પથરા ફગાવું ત્યાંસુધી
હું મૂર્તિપૂજકના કરજમાંથી છુટયો છું આ જગે;
ખય્યામ જેણે નરકનું એ નામ અહિં દીધું હતું,
તે કો સમે તો સ્વર્ગમાં ને નરક માંહે પણ હતો.

૧૧૨

નવરોજની મીઠી લહર સૌ ફુલને સારી જ છે,
ને આ મનોહર વિશ્વમાં સૌંદર્ય ગમતું સર્વને;
જે જે અહિં વીતી ગયું છે તે બધું સારૂં નથી
તું તો ખુશી થાજે ભલા કે આજનો દિન ઠીક છે.

૧૧૩

" તું ઉઠ માશૂક જામ દે," કેવા મજાના શબ્દ એ,
" તારા મધુર અને મનોહર ઓષ્ટ તો મારા થશે; "
" તારા ગુલાબી ગાલ જેવી તું મદિરા પા મને, "
" મારૂં મગજ તારા વિખાયેલ વાળ સમ અસ્થિર છે. "

૧૧૪

મેં વિશ્વની પણ પાર પેલી અનન્ત સીડી ઉપર,
બેહિશ્તને જહન્નમ, કલમ ને નોંધ ને ઢુંઢ્યા જ છે;
મારા ગુરૂએ તે પછી દિક્ષા મને દીધી અહિં,
બેહિશ્ત ને જહન્નમ, કલમ ને નોંધ તારી પાસ છે.

૧૧૫

આ વિશ્વમાં જે સત્યના ફુલને નથી ચુંટી શક્યા,
તેઓ સરળ એ રાહમાં હજીએ નથી આવી શક્યા;
એ સુસ્ત ડાળીને મનુષ્યોએ હલાવી છે જરા,
ને આજનો દિન ફાની છે ને કાલ પહેલો દિન છે.

૧૧૬

હાવાં જગતને આંગણે મીઠી વસન્ત ખીલીજ છે,
ને પ્રાણીઓને વિશ્વ આ રૂડું મનોહર તો દીસે;
તરૂઓ મુસાના હાથ જેવા ફુલથી શોભી રહ્યાં,
ને ક્રાઇસ્ટના શ્વાસે સુતેલું વિશ્વ ચેતનમય બન્યું.

૧૧૭

જેના હૃદયમાં સ્નેહ ના, તેને લાનત લાખ છે,
ગાંડા, દયાળુ દિલનો તો મુસ્તફા કોઈ નથી;
બેઇશ્ક થઈ તું એક દિ પણ ગાળશે જ્યારે જગે,
એ દિવસ જેવો કોઇ દિવસ તેં ગુમાવ્યો તો નથી.

૧૧૮

મુજ દિલને તારી સુગંધ મળી ઊષાની લ્હેરમાં,
અમને તજીને ત્યારથી એ ઢુંઢવા લાગ્યું તને;
હાવાં મને એ યાદ કો દિ આવતું જરાએ નથી.
તારી સુગંધી લઇ હવે તુજ પ્રકૃતિ એ લઈ જશે.

૧૧૯

જામે શીરાજી તું પીલે આ મુલ્ક મહમદનો જ છે,
સિતારીને તું સુણજે આ સુર દાઊદનોજ છે;
તું તો અંહિ આવાગમનનો ખ્યાલ કાંઇ કર નહિ,
તું તો સદા રહેજે ખુશી મકસુદ એનો એજ છે.

૧૨૦

દશ ધર્મ, નવગ્રહ, આઠ સ્વર્ગ, પાતાળ સાત, દિશા છએ,
પાંચેન્દ્રિય, ભૂત ચાર, ત્રણ ગુણ, ઈશ્વરે સરજ્યાં જ છે.
બ્રહ્માંડ આ પણ એ પ્રભુની સૃજન લીલા અજબ છે,
પણ તું સમો નર ઈશ્વરે આ વિશ્વમાં સરજ્યો નથી.

૧૨૧

લાખો ઈસુએ જોયું તેનું તેજ દેવળ એજ છે,
લાખો મુસાએ નિરખ્યા જે પહાડ તેના તેજ છે;
લાખો કંઇ શાહે નિહાળ્યા મ્હેલ એના એજ છે,
નૌશીરવાનોએ નીહાળ્યા તાક એના એજ છે.

૧૨૨

દાના પુરૂષોને અહિં પૈસોજ જો મીલકત નથી,
મુફલીસને આ વિશ્વવાડી તો સદા ફળદ્રૂપ છે;
મુફલીસને હાથે ફુલો કરમાઇ જાતાં સર્વદા,
ને માલદારોની કને તો ફુલ હસતાં હોયછે.

૧૨૩

ઇનસાનનું જે ખૂન આકાશે વહાવ્યું, પૂર્ણ છે,
ને ખાક પર કુમળી કળીઓ વડેફી તે પૂર્ણ છે;
સૌંદર્યને યુવાનીમાં મગરૂર થા ના જીવડા,
ફુલો ઘણાં ખીલી અને માટીમહિં પણ મળી ગયા.

૧૨૪

માલીકની આજ્ઞાવિના આજ્ઞા બીજી કોઈ નથી,
આ જીંદગી તેના હુકમવિના નથી પેદા થઈ;
જે જે ચીજો મોજૂદ છે, તે એવીને એવી હશે,
જે ચીજ એવી ના હશે તેની હયાતી ના હશે.

૧૨૫

આકાશના ઘૂમટ અને સોનેરી એ સૌ જામને,
તેણે બહુ એ ફેરવ્યાં છે ને હજી ફેરાવશે;
કીસ્મત તણાએ દોરમાંથી ચીજ કો છુટી નથી,
ત્યાં તો ફસાયા સૌ અમે ને તે તજી અમને ગયો.

૧૨૬

પ્રભુએ આ પદાર્થોને અહિં શણગારીને રાખ્યાં,
મગર એ સૌ પદાર્થોને ફગાવ્યાં તેમણે શાને ?
બરાબર જો હતાં એ તો શું કામે એમને તોડયાં ?
બરાબર જો હતાં ના એ અરે તો ભૂલ કોની છે ?

૧૨૭

શત્રુ અને મિત્રોની સાથે તો ભલાઇ ઇષ્ટ છે,
તેનો સ્વભાવ ભલાઈ છે, બુરાઇ તે કયાંથી કરે;
તું મિત્રની સાથે બદી ખેલી બનાવે શત્રુએ.
તું કર ભલાઇ શત્રુને તો મિત્રએ તારો બને.

૧૨૮

સૌંદર્યને કદ્રૂપ એવું સાધુઓને કંઈ નથી,
ને આશકોને સ્વર્ગ, દોજખમાં તફાવત કંઇ નથી;
મૃત દેહને જો શાલ દુશાલા ઓઢાડો ત્હોય શું,
ને આશકોને ઓશીકે તો ઇંટ મશરૂ સૌ સમું.

૧૨૯

વને વન ખુબ રખડીને અમે ને તે બધા થાકયા,
અમે ને તેમણે સારી જહાં માંપી ભમીને આ;
ન કોઈએ કહ્યું કે આજ રસ્તે તે અહિં આવ્યો,
અને તે ક્યાં ગયો અહિંથી ન પાછું કો ફર્યું કહેવા.

૧૩૦

મદિરા ઢીંચનારાથી મધુશાલા મુબારક છે,
હજારો પાપનો બોજો અમારી કાંધ માથે છે;
અમે દોષો ન કરીએ તો ખુદા રહેમત કરે શાને,
અમારા પાપથી રહેમત સદા પોષાયછે વિશ્વે.

૧૩૧

તારી હયાતી આજની કોઇ અવરની હસ્તિ છે,
ને તારી આ મસ્તી ભલા કોઈ અવરની મસ્તી છે;
તું તો જગતના કાર્યમાં ઊંડું ઊંડું વિચારજે,
આ હાથ તારો તો અવરના હાથની એ બાંહ્ય છે.

૧૩૨

જ્ઞાની થઇને તું મદિરાની લગામો ખેંચજે,
દોજખ અને બેહિશ્તમાં તું એજ અમૃત ઢીંચજે;
તુજ પાઘડીના કસબને તું જામ સાટે વેચજે,
ઓછો કસબ કરીને પછી તેનેજ માથે વીંટજે.

૧૩૩

હું વિશ્વમાં કોની તરફ઼ ઢળી જાઉંછું એ જોઇ લે,
આ જીંદગીનું કાંઇ હાંસલ હાથમાં છે કે નહિ ?
જો હું અહિં સ્થાપું કંઈ તો શાદમાની હુંજ છું,
જો હું ઉથાપું કાંઈ તો હું જમશીદનું હું જામ છું.

૧૩૪

આ જીંદગી જો વહી ગઇ તો શું નિશાપુર, બલખ છે ?
પ્યાલી ભરાઇ જો ગઇ તો મિષ્ટ, ખારૂં શું જ છે ?
તું મદ્ય પીલે કે અહિંથી આપણે જાશું પછી,
શશિ ઉગશે ને અસ્ત થાશે કેટલીએ વાર અહિં.

૧૩૫

તારા ગુલાબી ગાલ ઉપર ફુલ કઈએ ફરી ગયાં,
તારા મુખે પણ દુઃખની કંઇ કરચલીઓ પડી ગઈ;
બાબીલના એ શાહને તેં એક પલકારા મહિં,
હાથી અને અશ્વો, રીયાસત તારી સૌ તેં દઇ દીધી.

૧૩૬

આ જીંદગીનો અજબ એવો કાફલો વહી જાયછે,
આનંદની મીઠી ઘડી વહી જાયછે, તું મ્હાણી લે;
સાકી અમારી કાલની ચિંતા મફત શાને કરે,
તું લાવ પ્યાલી જલદી ને આ રાત તો વહી જાયછે.

૧૩૭

જેણે જમીન, આસમાનને ભૂમંડળો પેદા કર્યા,
તેણે દુઃખી દિલને જખમ ઊંડા બહુ કીધા જ છે;
લાખો ગુલાબી ઓષ્ટને, કસ્તુરી જેવા જામને,
તેણે જમીનના ગાઢ પડ નીચે છુપાવ્યાંછે સદા.

૧૩૮

જ્યારે તમે જગની સ્થિતિથી પૂર્ણ માહિતગાર છો,
નાદાન, ત્યારે વિશ્વની કોઇ બદી ન ખરીદશો;
આવી અમોલી જીંદગીને વેડફી ના નાખશો,
તમ મિત્રને બોલાવીને જામે શીરાજી ઢીંચજો.

૧૩૯

ભાઇ, તમે મીઠી મદિરાથી મને સો પોષજો,
ને આ મવાલી મુખને પણ રત્ન જેવું ઓપજો;
જ્યારે મરૂં ત્યારે મને મદિરાવતી નવરાવજો,
મારૂં કફન પણ દ્રાક્ષના એ કાષ્ટનું જ બનાવજો.

૧૪૦

જ્યારે પ્રભુએ સૂર્યને આકાશ સરજ્યાં વિશ્વમાં,
ને મુશ્તરી, પરવીન, એવા તારલાઓ પણ સૃજ્યાં;
ત્યારે અમારૂં નસીબ પણ ત્યાંએ ઘડાઇ ગયું હતું.
મારા નસીબે શીદને અમને કંઈ આવા સૃજ્યા?

૧૪૧

અફ્સોસ છે રોટી ન પાકી કોઇની પાસે હતી,
ને તેમની પાસે બધી મીલક્ત અધુરી તો હતી;
માશૂકની મીઠી નજર આ દિલને બ્હેલાવની,
એ દેશમાં મુરીદો અને ગૂલામની વસતિ હતી.

૧૪૨

આ જીંદગીમાં એક પણ પળ ના નિરાશાની ગઇ,
વા ખાનગી આ વિશ્વની સમજ્યા વિનાની ના રહી;
જ્યારે અનુભવ મેળવી હું તો નિહાળું છું જગે,
આ જીંદગાની વહી ગઇ ને કંઈ ખબર પણ ના પડી.

૧૪૩

જે કોમ મૂર્તિ પૂજતી તે તો બધીએ મૂર્ખ છે,
તેઓ જમાનાના પુરા દંભી અને ઢોંગી જ છે;
જે ધર્મ દિલથી તો પુજાયે એજ સાચો ધર્મ છે,
બાકી ધરમને વેચનારા, કાફરોથી ઠીક છે.

૧૪૪

જે આદમીને પાપ કરવું કંઈ કઠણ લાગે નહિ,
તે તો મનુષ્ય જ છે અને તેથીજ તે આવું વદે;
ને જ્ઞાનની સામે અકારણ ખંડને ઉઠાવવું,
એ તો હકીમોની નજરમાંહે પુરૂં અજ્ઞાન છે.

૧૪૫

તેણે મને આપી હયાતી ને નવાઇ વિશ્વની,
પણ જીંદગીમાં તો નવાઈ વિણ બીજું ના હતું;
પણ એ નવાઇ ઓળખ્યા વિણ આપણે ચાલ્યા ગયા,
શું આમ જાવું, આવવું ને જીવવું શાને હશે?

૧૪૬

મારા ગુન્હાનો ખ્યાલ તો જ્યારે મને આવ્યો જગે,
મારા હૃદયની આગપર પાણી ફરી ત્યારે વળ્યું;
એવી શરત છે કે ગૂલામો જો કરે તોબા કદી,
તો માલીકે પણ તેમને પુરી રહેમ કરવી ઘટે.

૧૪૭

જેઓ જહાંના સત્વથી પુરેપુરા વાકેફ છે,
તેઓ ગગનના શિખરે તોખાર તેનો હાંકતા;
તેઓ તને પણ જાણવાને વ્યર્થ ફાંફાં મારતા,
આકાશ પણ ઊંધુ વળીને શોધવા મથતું તને.

૧૪૮

જો માલીકે બહિશ્તનો અમને કર્યોછે વાયદો,
તો શીદને તેણે શરાબ ભલા હરામ કર્યો હશે;
કો આરબે જામે શીરાઝીનો પીછો લીધો હતો,
પેગંબરે તેથી શરાબ હરામ તો કીધો હશે.

૧૪૯

આનન્દના એ નામ વિણ બીજું રહ્યું કાંઇ નથી,
ને એકલી મદિરા વિના કો ચીજ પણ રહીએ નથી;
જામે શીરાઝીથી ન તારો હાથ પાછો ખેંચજે,
આજે હવે એ જામ વિણ તુજ હાથમાં કાંઇ નથી.

૧૫૦

દુનિઆ હશે પણ આપણી હસ્તિ જગતમાં ના હશે,
ને આપણું નામો નિશાન અંહિ જગતમાં ના હશે;
ને આ પહેલાં આપણી હસ્તિનો ખ્યાલે નહી હતો,
ને આ પછી પણ આપણે હઇશું નહી, દુનિઆ હશે.

૧૫૧

જેના કદમ નીચે જગત કચરાઇ છુંદો થાયછે,
ને જેમના હુકમે સકળ બ્રહ્માંડની ચાવી ફરે;
તેઓ જ જો આ હાલથી પુરેપુરા વાકેફ ના
હું તેમનાથી તો વધારે કાંઇ પણ ડાહ્યો નથી.

૧૫૨

અફ્સોસ છે કે આ બધી મીલકત વહી ગઈ હાથથી,
ને આ જીગર પણ મોતના હાથે ચીરાઇ તો ગયું;
કોઇ ન આવ્યું સ્વર્ગથી કે એમને પુછી લઊં
"આ વિશ્વના મુસાફરોની ત્યાં દશા શું થઇ જ છે?"

૧૫૩

આ વિશ્વમાં જેઓ પુરા ડાહ્યા ગણાતા તો હતા,
તેઓ ગમી ને ક્રોધથી નિજ આત્મને રંજાડતા;
જે આદમી પણ તેમની જયમ લોભનો ગૂલામ ના,
તેને જ તેઓ આદમી ગણતા નથી આ વિશ્વમાં.

૧૫૪

શ્રીમંતના હાથે જુલમના ચક્ર સર્વ રચાયછે,
તેણે કદી એ કોઈની મુશ્કેલી ના નિવારીછે;
જ્યાં જ્યાં જગતમાં ડાઘવાળું હૃદય તેણે નિરખ્યું,
ત્યાં તેમણે એ ડાઘ પર ડાઘો બીજો મૂક્યો જ છે.

૧૫૫

અફ્સોસ છે કે નામ પણ યુવાનીનું ચાલ્યું ગયું,
આનન્દની તાજી ઘડી આ હાથથી પણ વહી ગઈ;
આનન્દના એ પંખીનું તો નામ જે જન્મ્યું હતું,
હું જાણતો ના કેમ આવ્યું વા થયું શું એમનું.

૧૫૬

આ વિશ્વના બે ચાર મૂરખા એમના અજ્ઞાનથી,
નિજ જાતને સૌ સજ્જનોથી શ્રેષ્ટ તો ધારે જ છે;
જે જે મનુષ્યો તેમના જેવા અકલહીણા નથી,
તેને જ તેઓ તો સદા કાફ્રર ગણી ધિક્કારતા.

૧૫૭

મસ્તાનથી આ મદ્યગૃહ આબાદ હમેશાં રહો,
ને પ્રવૃતિની જાળમાં સૌ સાધુઓ પણ ખાક હો!
આકાશ આ ભુરૂં અને દિલના હજારો ટૂકડા,
કો દરદીના કદમો નીચે રવડે જ છે. તે ખુશ હો!

૧૫૮

તું વૈભવોને એશનો ગૂલામ જો બનશે જગે,
સૌંદર્યને કદ્રૂપને તો પૂજનારો તું થશે;
જામે શીરાજીથી બીજું અમૃત કદીએ હોય તો,
તો છેવટે તું ખાકનાં પડમાં છુપાઇ તો જશે.

૧૫૯

અહિં જ્યાંસુધી મુજ યાર મીઠું જામ મુજને દે નહિ,
આકાશ મુજને ત્યાંસુધી એકે ચુમી દેશે નહિ;
લોકો કહેછે "તું સમય જોઇ રડી લેજે જરા,"
રોવું મને તો માલીકે આપ્યું નથી ક્યાંથી રડું?

૧૬૦

જ્યારે મરી હું જાઊં ત્યારે તો મને બહુ પીસજો,
મારી દશા પણ વિશ્વને જાહેર તો કરજો તમે;
મારા શરીરની ખાકને મદિરા મહિં મીલાવીને,
મીઠી મદિરાના શીશાનું ઢાંકણું કરજો તમે.

૧૬૧

ખય્યામ જો આકાશ ભુરૂં તંબુઓ નાંખી અને,
વાચા અને શ્રુતિના બધાંએ દ્વાર બંધ કદી કરે;
તો તો જીવનના જામમાં પણ પાણીના બુદબદ સમા,
એ દેવદૂતે લાખ ખય્યામો બતાવ્યા છે મને.

૧૬૨

તું તો ખુશી થાને તંહિ બેમાપ ખફગી પણ હશે,
આકાશમાં પણ તારલાનું સુખતો મળશે તને;
તારા હૃદયપર કબર તેઓ બાંધવાને ચાહતા,
તે અવર જનને વાસ્તે તો ધર્મશાળા એ થશે.

૧૬૩

દિલની ખુશીનું આદમીને જ્ઞાન કાંઈ ના થયું,
ને આત્મરક્ષણનું ન તેને ભાન કાંઇએ થયું;
તે પંખીડાની જેમ સ્વર્ગે ઊડીને ચાલ્યો ગયો,
ને વિશ્વની ઘેરી ગુફા માંહે છુપાઇ એ ગયો.

૧૬૪

જામે શીરાજીને પુલોને મદ્યપૂજક જાણતા,
લોભી અને ગરીબો કદી એ હાલને ના જાણતા;
અજ્ઞાનીઓ એ જ્ઞાન વિણુ આ વિશ્વમાં લાચાર છે,
ને મસ્તીના આનન્દને મસ્તાન સૌ એ જાણતા.

૧૬૫

મદિરા વિના ન શરાબખાનામાં વજુ કરી કો શકે,
વા ડાઘવાળા નામને કોઇ સુધારી ના શકે;
તું તો મદિરા દે અમારી શરમના પડદા બધા,
ફાટી ગયાછે એટલા કે તે ન કો શીવી શકે.

૧૬૬

મેં કોઇ આશાથી બધોએ રોજગાર તજી દીધો,
ધંધા મહિં હું એક દિવસ પણુ સુખીએ ના હતો;
હું બ્હીઊંછું કે તે મને રોજી કદી દેશે નહિ,
હું તો જમાનાની કનેથી ન્યાય માગુંછું જગે.

૧૬૭

આ વિશ્વમાંહે જાન પણુ હુશીયારીમાં રહેવો ઘટે,
ને વિશ્વના સૌ કાર્યમાંહે શાંતિ તો રહેવી ઘટે;
આંખો, જબાંને કાન જ્યાં સુધી બધાં મોજૂદ છે,
તે ઇંદ્રિયો વિના રહેવું વિશ્વમાં સૌને ઘટે.

૧૬૮

દુનિયામહિં થોડી ઘણી રોજી મળેછે જેમને,
વા જેમને ભાંગ્યું તુટયું આરામ સ્થળ પણ આહિં છે;
તે કોઇના ગૂલામ ના વા કોઇના માલીક નથી,
ભાઇ, ખુશી થાઓ તમે તેને મુબારક વિશ્વ છે.

૧૬૯

મુજ ભક્તિથી તુજ રાજ્યમાં કાંઇ વધ્યુંછે કે નહિ?
વા પાપ મેં જે જે કર્યાં તેથી તને કંઇ હાનિ છે?
તું જા અને ના લે કંઇ, હું જાણુંછું એ વાત સૌ,
મોડા અમોને લઇ અને વ્હેલા તજ્યા તેણે કંઇ.

૧૭૦

જે હાથ મારી જેમ મીઠા જામને ઉપાડતો,
ધિક્કારછે તેને અરે તે દફ્તરો લઇ જાયછે;
તું શુષ્ક સાધુ છો અને હું જામમાં ચકચુર છું,
મેં સાંભળ્યું કોદી નથી કે આગ લાગે ભેજમાં.

૧૭૧

આ દિલને જ્યાંસુધી સમયના ડંશ એ વાગ્યા નથી.
દુનિયા મહિં તે ત્યાંસુધી ગુલજારને પામ્યું નથી,
ને પ્રેમના ડંશે હૃદય જખ્મી નથી થયું જ્યાંસુધી
માશૂકના એ જુલ્ફને અડકી શકયો ના ત્યાંસુધી.

૧૭૨

મુજ હાથમાં અંગુરનું પાણી હમેશાં એ રહો !
મારૂં હૃદય માશૂકને તો જંખતું જગમાં રહો !
લોકો કહે માલીક એ શિક્ષા પુરી કરશે મને,
માલીક શિક્ષા આપશે તો પણ હઠીશ નહિ જ હું.

૧૭૩

જમાનો છેતરી ચાલ્યો, અમે પુરા દુઃખી છઇએ,
હજારો રત્નમાંથી ના હવે એકે રહ્યું પાસે;
અરે અફસોસ છે કે જ્ઞાનને ડહાપણ હતાં જે જે,
જહાંની બેવકુફીથી બધાં છુપાં રહ્યાંછે તે.

૧૭૪

આજે મજાનો દિવસ છે ને આ રૂતુ પણ ઠીક છે,
ને વાદળાંએ આ ચમનને ધોઈ નાંખ્યોછે હવે;
બુલબુલ બીચારૂં ગીત ગાતું ને ગીલા કરતું ફરે,
ઓ શુષ્ક પુલો, આપને પણ મદ્ય તો પીવો ઘટે.

૧૭૫

તું દુઃખના પંજામહિં સપડાય એ પહેલાં કંઈ,
તે કેટલી મદિરા મીઠી લાવે, હુકમ ફરમાવજે.
નાદાન, ઓ ગાફેલ, તું સોનું અજબ રંગી નથી,
માટી મહિ મુકી તને ફરી બહાર તેઓ લાવતા.

૧૭૬

મારા અહિંઆ આવવાથી વિશ્વને સુખ કંઈ નથી,
મારી વહાયે વિશ્વની જાહોજલાલી ના વધી;
મેં કોઈ પાસેથી કદીએ સાંભળ્યું જરીએ નથી,
મારૂં અહિંઆ આવવું, જાવું બધું શાને હતું?

૧૭૭

આ વિશ્વના ડાહ્યા જનો તારૂં સરૂં જાણે જ છે,
તારી રગે રગને અને તુજ હાલને જાણે જ છે;
આ વિશ્વને તો ઢોંગથી પણ છેતરી શકશો તમો,
પણ સર્વજ્ઞ એ પ્રભુને તમે દેશો ફરેબી કઇ રીતે?

૧૭૮

ગમગીન દિલને તો મદિરા મીઠડી લાગે બહુ,
ને મદ્ય તો માશૂકના એ ગાલનું છે ઢૂંઢણું;
રમજાનમાં મેં તો મદિરાનું ટીપું લીધું નથી,
મેં તો શવ્વાલની રાત્રિને આનંદથી પોંખી હતી.

૧૭૯

એવો સમય નથી કે અકલ વિસ્મય થઇ પણ જાય નહી,
ને મુજ રૂદનથી આંખની પણ પાંપણો ભીંજાય નહી;
પ્યાલું દિવાનાનું મદિરાથી કદી ન ભરાયછે,
જે જામ ઊંધું હોયછે તે તો કદી ન ભરાયછે.

૧૮૦

જ્યારે મને રોજા અને નિમાજની ઈચ્છા થઇ,
ત્યારેજ મારી સર્વ એ મુરાદ બર આવી ગઇ;
અફસોસ છે કે મેં વજુ એ મદ્યથી તોડી જ છે,
ને મેં બધા રોજા મદિરા પી અને તોડયા જ છે.

૧૮૧

મારી નજર સૌંદર્યની પ્રતિમા ઊપર જઇને ઠરે,
ને હાથ મારો મીઠડી મદિરા ઝડપવાને વળે;
મારા બધા અંગો જ માટીમાં મળી જાયે ન ત્યાં,
મારા નસીબના ખેલ હું તો સર્વ અજમાવું જ છું.

૧૮૨

જે ઇશ્ક મીજાજી હશે તેમાં ન પાણી કંઈ હશે,
અરધી ઠરેલી આગ જેવો તાપ તેનો ના હશે;
આશક હમેશા વિશ્વમાં તો એમને કહેવો ઘટે,
જે જીંદગીભર ના સુવે, પીવે ન, ના આરામ લે.

૧૮૩

તારૂં જીવન તો આત્મશ્લાઘામાં વહ્યું કંઈ જાયછે,
વા નાસ્તિ ને અસ્તિ પછાડી એ તણાયું જાયછે;
આ જીંદગી પાછળ ભમેછે મોત મદિરા તું પીલે,
એ મસ્તીમાં કે સ્વપ્નમાં વહ્યું જાય બહેતર એજ છે.

૧૮૪

લોકો બધા મૂર્ખાઇથી અભિમાનમાં ઘસડાયછે,
માશૂકની એ શોધના વિચારમાં પડી ગયા જ છે;
જ્યારે બધા ભેદો ખુલે ત્યારે ખબર પડતી બધી,
તારી દિશાથી તો પ્રભુજી પણ ઘણા એ દુર છે.

૧૮૫

લોકો કહેછે સ્વર્ગમાં આનન્દને માશૂક હશે,
ત્યાં તો મધુરીને મીઠી મદિરા તણા શીશા હશે;
જો મદ્યને માશૂકને તો પૂજવું વાજેબ છે,
તો અંત સુધી કામ આવું તો અહિં ચાલ્યું જશે.

૧૮૬

મીઠી મદિરા પર્વતોને પણ નચાવેછે કંઇ,
ને મદ્યને ધિક્કારનારા આદમી સારા નથી;
તું તો મદિરાથી મને પણ દુર રાખે શીદને
મીઠી મદિરા આદમીને સ્ફુરનારૂં રૂહ છે.

૧૮૭

સમયે સમે મુજ જાન આ પણ પીંજરે પીડાયછે,
આ દેહના તત્વો બધાંએ દુઃખથી પીડાયછે;
હું જો કદી જંજાળની આ સાંકળો તોડી શકું,
મુજ પેર દીનને પાગડેથી પત્થરે અફળાયછે.

૧૮૮

રમજાન આવ્યો એમ તો લોકો બધા કહેતા હતા,
હું તો મધુરૂં જામ એ અંગુરનું ના લઇ શક્યો;
શાબાનના એ અંતમાં પીધી મદિરા ખૂબ મેં
રમજાનની એ ઇદ સુધી મસ્તીમાંહે હું રહ્યો.

૧૮૯

કોઈ મનુષ્યે તો અજલની ખાનગી ખોલી નથી,
વા કોઇએ આ વિશ્વની પણ બહાર પગ મૂક્યો નથી;
હું છેક શિષ્યોથી ગુરૂ સુધી નિહાળું છું જગે.
આ વિશ્વના સૌ જીવને હું તો નિરાશ્રિત જોઉછું.

૧૯૦

કોઇ સમે આનંદ તો કોઇ સમે દુઃખ હોયછે,
કોઇ સમે વસ્ત્રો હશે ને કો સમે ના હોયછે;
દાના પુરૂષોની નજરમાં આ સ્થિતિ મુશ્કેલ ના,
સૌને મરી જાવું જ છે તો એ સ્થિતિ પણ સ્હેલ છે.

૧૯૧

સંસારની જંજાળ તજી સંતોષ માંહે તું રહે,
સારી નઠારી હો દશા પણ શાંતિથી નીભાવજે;
તું દિલ તારૂં આસમાન સમુંજ નિર્મળ રાખજે,
સૌ આમ ચાલ્યું જાયછે, ને સમય પણ ફરી જાયછે.

૧૯૨

કીસ્મત તણાએ ભેદનો રસ્તો ન સૂજ્યો કોઇને,
વા વિશ્વની આ ખાનગી કોઈ ઊકેલી ના શક્યું;
મેં આ વિચારોમાં જ બોંતર વર્ષ ગાળ્યાં છે જગે,
પણ કાંઇ વાત મળી નહિ, ટુંકી અરે પણ થઇ નહી.

૧૯૩

લોકો કહેછે ક્યામતે વાતો અહિંની સૌ થશે,
ને આપણા મિત્રો જ ત્યાં તો સૌ ટુંકા દિલના થશે;
આહિં ભલાઇનો બધો નફો ભલાઈમાં મળે,
તું થા ખુશી કે અંતના દિવસો બધા સારા થશે.

૧૯૪

સૌ વ્યાધિઓને દુર કરવાને મદિરા તું પીલે,
વા સર્વ ધર્મોના વિચારો પણ સદા તું ટાળજે;
તું એ અજાયબ કીમીયાગરથી કદી ના નાસજે,
તે લોહનું સુવર્ણ કરીને લાખ દર્દ સુધારશે.

૧૯૫

જો કે શરાબ હરામ છે પણ ચેતજો પીતાં તમે,
તું પણ પીનારો કોણ છે ને તું પીવેછે શું અરે ?
જ્યારે તને આ સૌ શરત રૂચેજ ત્યારે બોલજે,
જો સજ્જનો પીશે નહી તો કોણ મદિરા ઢીંચશે ?

૧૯૬

હું તો મદિરાના હજારો જામ સરજીશ પ્રેમથી,
ને જામ બે ઢીંચી જઈ સંતોષ પામીશ હું મને;
હું તો પહેલાં અકલને ને ધર્મને તલ્લાક દઈ,
મીઠી મદિરા સાથ તો નિકા પઢીશ પછી સુખે.

૧૯૭

હું સજ્જનોની જેમ જગમાંહે મદિરા પીઊંછું,
તેઓ ખુદાની દૃષ્ટિએ પણ સ્હેલથી પીએ જ છે;
માલીક જાણે છે અઝલથી હું મદિરા પીઊંછું
જો હું ન પીઊં તો ખુદાના જ્ઞાનથી અજ્ઞાન રહું.

૧૯૮

મસ્તો હશે ધનવાન તો તે આંધળા પુરા થશે,
ને તેમના કંકાસથી સારી જહાં પણ કંપશે;
હું એટલું તો સખ્ત વિષનું જામ એ રેડીશ ત્યાં,
મારી ગમીના સર્પની આંખો કંઈ ફુટી જશે.

૧૯૯

જેઓ સવારે ના હતા, થોડાક તે સાંજે હતા,
ને તેમણે નિજ દેહથી એકે કદમ કાઢયું નથી;
થોડાક લોકો ખાસ વસ્ત્રો પહેરીને આવ્યા જ છે,
થોડાક સારા નામને બદનામ કીધાં તેમણે.

૨૦૦

જ્યારે જગે મીઠી ઊષા સુવર્ણ છાયા પાડશે,
ત્યારે મદિરાનું મીઠું પ્યાલું હથેળીમાં ઘટે;
લોકો કહેછે સત્યનો તો સ્વાદ વિષમ છે જગે,
આવી દલીલો સુચવેછે કે મદિરા સત્ય છે.

૨૦૧

હાવાં જગન્મંડપ બધાં હરિયાળીથી શોભી રહ્યાં,
ને આ તરૂઓ પણ ફુલોના બ્હારથી બ્હેંકી રહ્યાં;
આજે વનસ્પતિ સર્વ કોઇ પુનર્જીવન પામતી,
ને જલ ભરી કો વાદળી ગરજી અને વરસી જતી.

૨૦૨

તું જ્યાંલગી તુજ દેહને સુખ દુઃખમાં કસશે નહિં,
ને જ્યાંલગી તું એકલું ધન એકઠું કરશે અહિં,
તારા ગરમ એ જીવને શરદી અહીં આવે ન ત્યાં,
તું ખૂબ પીલે, શત્રુ તારો તો બધું એ પી જશે.

૨૦૩

સાકી, મધુર શરાબ જે તું પાયછે ટીપે ટીપે,
દુઃખી હૃદયની ગમગીની તેથી જ ઓછી થાયછે;
માલીક તારા લાખ શુકરાના ગુજારૂંછું જગે,
ભગ્નાશ દિલને તો મદિરા એ દવા અકસીર છે.

૨૦૪

આ સાધુઓ તારી દયાને પણ નથી પીછાણતા,
અજ્ઞાનીઓ તારા શરણને તો નથી પીછાણતા;
પાપી બધા દોજખ મહિં જાશે વદે એવું જ તું,
એ વાત જે જાણે નહિ તેને જ તું કહેજે પ્રભુ.

૨૦૫

ઓ યાર જ્યારે અકસ્માત તમે અહિં આવી મળો,
ત્યારે તમે પુરેપુરા આનન્દમાં દી ગાળજો;
સાકી મદિરાનું જ પ્યાલું હાથમાં જ્યારે ધરે,
ત્યારે બીચારા કોઇ જનને યાદ તો કરજો તમે.

૨૦૬

પ્રભુએ મને એકે દિવસ આનન્દનો દીધો નથી,
મારી દિશાએ કોઇ દી આનન્દ નાદ કર્યો નથી;
જો કોઈ દી થોડી ઘડી આનન્દમાં ગાળી હશે,
લાખો ગમીએ એ દિવસ પાછો મને દીધો નથી.

૨૦૭

જો એક ટુકડો બાજરીનો પેટ પૂરતો પણ મળે,
મીઠી અને મધુરી મદિરા પણ જરા પીવા મળે;
તો તો અમલ ઓછો અમારે શીદ ભોગવવો ઘટે,
વા કોઇની ગૂલામીમાં શાને પછી રહેવું ઘટે?

૨૦૮

જ્યારે શશિને શુક્ર આકાશે પ્રકાશ્યા ખુશનુમા,
ત્યારે મદિરાથી વધુ સારૂં ન કંઇ જોયું અમે.
હું તો મદિરા વેચનારાથી અજાયબ થાઉં છું,
આ માલ વેચીને બીજો કયો માલ તેઓ વ્હોરશે ?

૨૦૯

ડહાપણ અને વિવેકમાં જે પૂર્ણ પારાંગત હતા,
તેઓ જગતના માર્ગદર્શક તો પુરેપુરા થયા;
તેઓ કદી આ તિમિરમાંથી બહાર પણ આવ્યા નથી,
પણ વાત સ્વપ્નોની કરી ફરી ઊંઘમાં લોટયા જ છે.

૨૧૦

જ્યારે પ્રભાતે પુષ્પ ઉપર શ્વેત ઝાકળ ઝળહળે,
ને વિવિધ ફુલની ખુશનમા પણ ઝાંખીએ જયારે પડે;
એ પુલની સૌ પાંખડી બીડાયલી હોયે ભલે,
પણ ત્હોય એવું પુલ જોવાનું બહુ ગમતું મને.

૨૧૧

અભ્રા મહિંથી વખત પણ મદિરા મીઠી વરસાવતો,
ને ફુલની કળીઓ મજામાં પણ મદિરા રેડતી;
આકાશમાંથી તે પુલોની જેમ મદિરા રેડતો,
હું પણ ફુલોની જેમ પ્યાલીમાં મદિરા રેડું છું.

૨૧૨

મારૂં મગજ તુજ ઈશ્કની ચુંગાલમાં સપડાયું છે,
નહિ તો તને મુજ હાથની મદિરા મીઠી ક્યાંથી મળે?
જે જે સજા અકલે કરી તે તો મને તોડીજ છે,
ધૈર્ય શીવેલા અંચળા સમયે બધા ફાડયા જ છે.

૨૧૩

હું મોતથી ડરી જાઉં એવો આદમી ઢીલો નથી,
આ જીંદગીની બીક કરતાં એ દશા વ્હાલી મને;
આ જીંદગી પણ માલીકે મુજને ઊછીની આપી છે,
હપ્તો પુરો થાશે જ ત્યારે સોંપશું માલીકને.

૨૧૪

ઝીણા ઝીણા જે તારલાઓ ઝગમગે આકાશમાં,
ડાહ્યા પુરૂષોની અકલની તે ખરી પેદાશ છે;
તું ચેતજે ડહાપણ તણા એ તંત્રને ના છોડજે,
તેઓ ભવિષ્ય તણો કદી વિશ્વાસ પણ કરતા નથી.

૨૧૫

જેને જગત પુરા નસીબના કોલથી શણગારતું,
તેઓ જગતના રેંટમાંહે સર્વદા ફરતા ફરે;
આકાશની છાંયે અને ઊંડી જમીનની કોતરે,
એવું જગત છે જે ખુદા જીવે તહિં સુધી જીવે.

૨૧૬

ખાલી રહાપણ ફીલસુફીના વેદીઆ ગુલામ સૌ,
અસ્તિ અને નાસ્તિ તણા શકમાં તણાઇ તો ગયા;
તું જા ભલા જ્ઞાની કને અંગુરનું પાણી પીલે,
આ વિશ્વના અજ્ઞાનીઓ અંગુર જેવા થઇ ગયા.

૨૧૭

જે અકલ સુખને શોધવા જગમાં મથેછે સર્વદા,
એ તો તને ધીમે ધીમે વાતો કરી સમજાવતી;
તું આ વખતનો મામલો સંભાળી લે આપુ કંઇ,
આજે સમય એવો નથી કે ઘાસ જયમ ઊગશે ફરી.

૨૧૮

રમજાન તો વીતી ગયો ને એ શવ્વાલ શરૂ થયો,
આનન્દ ને વળી એશનો એ સમય પણ આવ્યો ખરો;
જે આદમીની કાંધપર હતી મશક તે આવી ગયો,
મસ્તો કહે પીછે હઠો તે મજુર પણ પહોંચી ગયો.

૨૧૯

અફસોસ છે મારા બધા મિત્રો અહિંથી વહી ગયા,
ને મોતના એ ક્રૂર પંજામાં ફસાઇ સૌ ગયા;
આ જીવનની મહેફીલમાં સૌએ સમોવડીયા હતા,
તેઓ કંઇ બે ત્રણ જમાના આપણી આગળ ગયા.

૨૨૦

જે આદમીને નવા જૂનાનો ફરક કંઇ છે નહી,
જે ઝોળીમાંહે રોટલો લઇ વિશ્વમાં ફરતા ફરે;
તેઓ કહે શબલી અને જૂનીદ ને કરખી અમે,
તેઓ કંઇ શબલી અને જૂનીદ કે કરખી નથી.

૨૨૧

જો માલીકે મુજ ખાકને કંઇ રૂપ આપ્યુંછે અહિં,
નાદર નમુનો ખાકમાંથી તો સ્રજ્યો છે એમણે;
આથી વધુ હું કાંઇ પણ બહેતર થવાનો એ નથી,
પરમેશ્વરે મુજ રૂપ એવું તો ઘડયુંછે વિશ્વમાં.

૨૨૨

જેઓ જગતમાં દિવસો આનન્દમાં ગાળેજછે,
વા જે ખસુસાં રાત્રિઓ ગમગીનીમાં ગાળેજછે;
તેઓ બધા ભવસાગરે આરા વિના ઘસડાયછે,
બસ એક નર જાગેજછે બાકી બીજા સુતાજછે.

૨૨૩

આદમના પાણીથી તેણે અમારૂં બીજ વાવ્યુંછે,
ગમીની આગમાંથી તો અમારૂં રૂહ જન્મ્યુંછે;
અમારી માટીને તો જ્યાંલગી તેણે ઊઠાવી નહિ,
અમોએ ત્યાં સુધી ગોથાં પવનની જેમ ખાધાંછે.

૨૨૪

જો આ જમાનામાં ડહાપણ સુખ ના આપી શકે,
જો વિશ્વમાં નાદાની વિણ તેને મળ્યું ના કાંઇએ;
તું બહાર નીકળને હવે એ તો ડહાપણ લઈ ગયો,
આ સમય અમને પણ નવાજે એમ તો વખતે બને.

૨૨૫

આ જીવ જ્યારે નિજ ગૃહે પાછો ઊડીને જાયછે,
ત્યારે બધાં તત્વો કંઇ નિજ રૂપમાં ભળી જાયછે;
આ જીંદગી પણ પ્રકૃતિનું રેશમી એ સાજ છે,
એ પણ સમયના વ્હેનમાં બેસાજ કોદી થઇ જશે.

૨૨૬

જેઓ જગતમાં પાપી વા પુરેપુરા સ્વાર્થી નથી,
તેઓ પ્રભુના નામનું ગુણગાન કરતા સર્વદા;
જ્યારે જગતની ખાનગી તેઓ નહી જાણી શકયા,
ત્યારે ઘણી વાતો કરીને છેવટે ઊંઘી ગયા.

૨૨૭

આ વિશ્વ પણ નાદાનની સાથે પુરૂં ગમગીન છે,
તે જાગતું પણ રાનમાં તે પોકતો મૂકે જ છે;
તેઓ ચુમે તુજ હાથ પગને એમ જો તું ઇચ્છતો,
તું તો ખુશી થાને ભલા, તે કીર્તિના ગૂલામ છે.

૨૨૮

જે દિવસે સદ્ગુણનું ઇનામ તો જાહેર થશે,
તે દિવસે તારી કદર પણ જ્ઞાન દૃષ્ટિએ થશે;
સદ્ગુણને માટે જગતમાં ખૂબ તું મથજે ભલા,
તે દિવસે તારી કદર સદ્ગુણની દષ્ટે થશે.

૨૨૯

જે કુશળ ઘડનારે રૂડી પ્યાલી ઘડીછે જગતમાં,
તેણે કૃતિમાં ગુણ પોતાના ઊતાર્યાછે પુરા;
અમ જીંદગીના મેજ પર તેણે મુકી પ્યાલી ઊંધી,
ઊંધા પડેલા જામને દિવાનીથી તેણે ભર્યું.

૨૩૦

એ વાતથી તુજને પુરો વાકેફગાર કરીશ હું,
તેનું વિવેચન ટુંકમાં તારી કનેજ કરીશ હું;
તારી કૃપાથી માટીમાંહે પણ મળી જાઇશ હું,
તારી કૃપાથી ખાકમાંથી બહાર પણ આવીશ હું.

૨૩૧

સનમના ગાલના નુરથી પ્રકાશે દિલની જ્યોતિ,
બુઝાશે તો ગમીથી આ જીવન બુઝાઈ પણ જાશે.
હૃદયની હોંશથી હું તો પ્રસંશા જ્યોતિની કરીશ,
સ્મશાને વાત આ સૌએ હશે તેવી અરે થાશે.

૨૩૨

જ્ઞાની જનોના કારણે મુજ જાન પણ કુરબાન છે,
તેના કદમમાં શિર હું ઝુકાવું તો પણ ઇષ્ટ છે;
તારે કદી આ નરકને જો જાણવા ઇચ્છા હશે,
અજ્ઞાનીઓના સંગમાં દોજખ જગતની માંહ્ય છે.

૨૩૩

જગતના કાંગરે સૂર્યે ઊષાના કિરણો ફેંક્યાં,
અને કેખુશરૂએ મીઠી મદિરા પ્યાલીમાં રેડી;
મદિરા પી જરા લેજો ઊષાનો ઢોલ વાગ્યોછે,
વખતના વ્હેનમાં તેણે અવાજો પણ કીધાછે જો.

૨૩૪

ઓ યાર જ્યારે સૌ તમે મહેફીલમાં ભેગા મળો,
ત્યારે તમારા સ્નેહીને પણ યાદ તો કરજો તમે;
જ્યારે તમે જામે શીરાજી ઢીંચતાં હો હોંશમાં,
ત્યારે અમારી વારીએ તો જામ ઊંધું વાળજો.

૨૩૫

આવી દયા, ઔદાર્ય, પહેલાંથી બતાવ્યું શીદ તમે ?
આનન્દને ઊમંગમાં શાને તમે રાખ્યો મને ?
હાવાં તમે મુજ દિલને રંજાડવા શાને મથો ?
મેં શો ગુન્હો કીધોજ છે; તમને થયુંછે શું હવે ?

૨૩૬

જેણે દગાથી કાર્યનો પાયો અહિં માંડયો હતો,
તેણે શરીર ને જીવની વચ્ચે તફાવત તો ગણ્યો;
વાટો મદિરાનો કરીશ હું એ તફાવત ઉપર,
ને ત્હોય એ વાટા ઉપર તેઓ સીમેટ લગાવશે.

૨૩૭

જેઓ અંહિ આવ્યા હતા હુશીઆર તે સહુએ હતા,
આનન્દને આરામને મસ્તી મહિં તેઓ હતા;
તેઓ મદિરા પી લઇને શાંતિમાં સુઇ ગયા,
ને સૌ ક્રમઃસર માટીમાં માટી બની તેઓ ગયા.

૨૩૮

કાલેજ તેઓ ઉજળું ભાવિ મને તો બક્ષશે,
ને મદ્યપૂજક તો મને સોગંદની બક્ષીસ દે;
જો ઠીક પડશે તો મને તે નિજ જન તો લેખશે,
ને ઠીક ના પડશે કદી તો બક્ષશે તેને મને.

૨૩૯

તું આ જમાનામાં તને જે ઠીક લાગે તેજ લે
આનન્દના તખ્તે ચડી જામે શીરાજી તું પીલે;
ભક્તિ અને વળી પાપથી માલીક સંતોષાયછે,
તારી સહુ ખાહેશ તું તો પૂર્ણ કરજે વિશ્વમાં.

૨૪૦

આકાશ ગમગીની વીના નફો કંઈ આપે નહી,
વા અવર કંઇ લુંટે નહી ત્યાંસુધી કંઇ આપે નહી;
શા શા દુઃખો સહીએ અમે એ વાત જો કો જાણશે,
અફસોસ છે કે અવર જનના આવશે કદિએ અહિં.

૨૪૧

ઓ યાર ભાવી પાછળે તું શીદ દુઃખી થાયછે,
ખાલી ફીકરમાં તું નકામો શીદને મુંજાયછે;
તું વિશ્વને આનન્દ નાદ કરી વધાવી છોડજે
પ્રભુએ તને પૂછયા વિના આ વિશ્વને સરજયુંજ છે,

૨૪૨

સૌ એ કબરવાસી જનો માટી મહિં પણ મળી ગયા;
ને વિશ્વથી બેભાન ને અજ્ઞાન તેઓ થઈ ગયા.
નિજ દેહના તત્વો બધાં સૌ તત્ત્વ માંહે મળી ગયાં,
તેઓ કયામતને દિને તો શું હવે ગણશે કહો;

૨૪૩

ઓ જીવ દુનિયાનો બધો સામાન તું સંકેલી લે,
તુજ શાદમાનીનાં પુલો કો બાગમાં બીછાવી દે;
એ બાગમાંહે કો શરદની રાત્રિએ તું બેસજે.
ને જયાં ઉષા ચળકે જ ત્યાં ઉઠી સમેટી ચાલજે.

૨૪૪

સુન્નત કરીશ ના ને ફરજની એ ન પરવા રાખજે
તારી કને જે હોય તેમાંથી જગતને આપજે.
તું કોઇને પીડશ ના વા કોઇને ના નીંદજે,
તો સ્વર્ગનો જામીન હું છું, મદ્ય મીઠો લાવને;

૨૪૫

તું આ જમાનામાં ભલા અજ્ઞાનને નીભાવજે,
લાખો ગમીને દરદમાં આ જીંદગીને પોષજે;
તું દુઃખમાં પણ વિશ્વમાંહે ફુલની જેમ ખીલજે.
જખ્મી દિલે પણ વિશ્વ બાગે ફુલની જેમ ખીલજે;

૨૪૬

યૂવાનીનો આ સમય છે. જામે શીરાજી મિષ્ટ છે,
સૌ યારની સંગે તને ચોકખી મદિરા મિષ્ટ છે;
જો આ જગત ફાની અને બુરૂ તમોને લાગતું,
તેમાં મદિરા પી ખરાબ થવું તમોને ઈષ્ટ છે.

૨૪૭

દુનિઆ બીચારી આપને તો ઢૂંઢવા મથી રહી જ છે,
તારી કને દરવેશ, શાહુકાર સૌએ અંધ છે;
સૌએ પુકારે છે તને, પણ કોઈ ના સુણી શકે,
તું છો અમારી સામને પણ કોઇ જોઇ ના શકે.

૨૪૮

લુચ્ચા, હરામી, ને સ્વચ્છંદી માણસોના સંગમાં,
તું કોઇ દી મદિરા ન પીજે, તે દુઃખી કરશે તને;
આનન્દની એ રાત્રિએ બદમસ્તી તે કરશે બધા,
બીજે દિને સૌએ પછી તારી ક્ષમા તો માગશે.

૨૪૯

જો આ જગત આનન્દી ને સારૂં તને લાગે નહિ,
તો એ જીગરની વ્યર્થ આશામાં ખૂવાર થઇશ નહિ;
મારા જીગર પર કોઇ બોજો કાંઇ પણ મૂકશો નહિ,
જાવું અને છોડી જવું એ છેવટે તો છે નકી.

૨૫૦

ઓ યાર, તું આરામથી ચોખી મદિરા તો પીલે,
ને એજ સુંદર જામમાં દિલખુશ મદિરા તું પીલે;
અંગુરનો રસ છે મદિરા, સૌ કહે અંગુર એ,
મેં તો તને રસ એ દીધો છે, તો મજાથી તું પીલે.

૨૫૧

લોભી બનીને એક ઘુંટડો વાસનાનો તું પીલે,
વા એક ઘુંટડો મીઠડી મદિરા તણો તો તું પીલે;
સુફી થઇને વાસના કે મદ્ય તું પીજે નહી,
ખોરાક તારો કાંકરા છે, કાંકરા ખાજે અહિં.

૨૫૨

મેં એક દિ બાજારમાં કુંભારને જોયો હતો,
તે ખાકને ભીજવી અને ખૂબ જોરથી ખુંદતો હતો;
એ ખાકને વાચા થઈ ને તે ધીમે બોલી ઊઠી,
"તારી સમી હું તો હતી, બાપુ ધીમે તું ખુંદને."

૨૫૩

જમશીદના એ રાજ્યથી પણ મદ્ય પ્રિય છે મને,
મરીયમતણા પીણાથી પણ એ જામની બો પ્રિય મને;
મસ્તાન દિલમાંથી ઊષાની આહ તો આવે જ છે,
એ આહથી જે સુખ મળતું તે ઘણું પ્રિય છે મને.

૨૫૪

આકાશના ઊંડાણમાં પણ એક એવો જામ છે,
જે વિશ્વને પણ સ્વાદ તેનો તો સદાય ચખાડતો;
તારો સમય આવેજ ત્યારે ના નિસાસા ખેંચજે,
તું એ અમીમય જામ ઉમંગે ભરીને પી જજે.

૨૫૫

આયુષ્ય તારૂં હો હજારો વર્ષનું પણ હોય શું,
તેઓ તને આ ધર્મશાળાની બહારે કાઢશે;
તું બાદશાહ હો કે ભટકતો કો ભીખારી હો ભલે,
પણ આખરે તો આ સ્થિતિ અહિં સર્વને પણ આવશે.

૨૫૬

તું તેમને કુટુંબીઓથી દુર લઇ જાવા ચહે;
તું તો બહાદુરી કરી તેને લઇ જાવા ચહે;
જે જે અહિં મોજૂદછે તેમાં ન તારો રાહ છે,
તું બંધ રસ્તે તેમને શાને લઇને જાયછે ?

૨૫૭

ઓ જીવ જો આ જગત તુજને લાગતું ફાની કદી,
તો આ ઉપાધિથી ભલા શીદને દુઃખી તું થાયછે;
કીસ્મત તણે ખોળે પડી તું કર દવાએ દરદની,
જો આ કલમ વહી જાયછે પાછી કદી ના આવશે.

૨૫૮

અહિંથી મુસાફરીએ ગયેલા કંઇક લોકો માંહ્યથી,
ત્યાંના બધાએ ભેદ કહેવા કોણ આવ્યું છે અહિં;
આ વિશ્વની તું સર્વ વસ્તુથી સદાએ ચેતજે,
અહિંથી ગયા પછી કોઇ વસ્તુ પણ ન પાછી આવશે.

૨૫૯

આકાશ તો એ ખાનગી કદી કોઈને કહેતું નહિ,
ઐયાઝ, મહમદ કંઈકને મેં દોરીએ બાંધ્યા જ છે;
તું તો મદિરા પી ફરી આ જીંદગી ના આવશે,
જે આદમી વિશ્વે હતા તેઓ ન પાછા આવશે.

૨૬૦

આ વિશ્વના સૌથી વધારે શ્રેષ્ઠ કહેવાતા જનો !
આ મદ્ય ક્યારે જીવને અપનાવતો જાણો તમે ?
રવિ, સોમ, મંગળ, બુધને ગુરૂ, શુક્રને શનિના દિને,
રાત્રિ દિવસ અપનાવતો, એ વાત જાણોછો તમે

૨૬૧

ઓ આદમી, તું તો હજારો ખેલ અહિંઆ ખેલતો,
તું તો ઘણા ફ્તવા અહિંઆ આલમે ઊડાડતો;
તારૂં સ્વરૂપ ન નિરખવાની આજ્ઞા કરતો જ તું,
પણ એ હુકમ ઊંધો હતો તેથી ન હું પાળી શક્યો.

૨૬૨

તારા વિના મસજીદમાં નિમાજ પઢવી એથી તો,
તુજ સાથ મધુશાળા મહિં વાતો જ કરવી ઠીક છે;
આ એ બધી ખલ્કત અવલ આખર તમારી છે પ્રભુ,
ચાહે મને તું મારજે, ચાહે મને તું પોષજે.

૨૬૩

ડાહ્યા અને સાધુ પુરૂષોની જ મૈત્રિ રાખજે,
તું જંગલીથી લાખ ગાઊ દુરનો દુર ભાગજે;
ડાહ્યા પુરૂષો વિષ દે તો પણ ગટાવી તું જજે,
અમૃત કદી દે મૂર્ખ લોકો પણ ન તેને તું પીજે.

૨૬૪

આ વિશ્વની સૌ ખાનગીને પૂર્ણ રીતે જાણવા,
પાતાળ ને આકાશમાં પંખી બનીને હું ભમ્યો;
જ્યારે મને એ રાહનો કોઈ ન ભેદુ એ મળ્યો,
જે બારથી આવ્યો હતો ત્યાંથી ગયો પાછો જ હું.

૨૬૫

એના હુકમને રોકવા કોઈ સમર્થ નથી અહિં,
પણ ત્હોય તેણે બેડીઓ એ તોડવા ફરમાવ્યુંછે;
એ હુકમથી ને ખોફથી સૌ માનવી મુંજાયછે,
જામે શીરાજી વાળજે પણ રેડજે જરીએ નહી.

૨૬૬

તેઓ બધાએ વહી ગયા ને કોઇ પાછું ના વળ્યું,
આ વિશ્વની એ ખાનગી કહેવા ન કો પાછું વળ્યું;
તારી લુખી આ બંદગીથી કામ તુજ સરશે નહિ,
જો બંદગી દિલની નહિ તો એ ખરી બંદગી નહી.

૨૬૭

તું જા અને આકાશ ઊપર ખાકને ફેંકી જ દે,
તું મદ્ય પી સૌંદર્યની એ મૂર્તિને ઝળકાવજે;
બાપુ નિમાજ અને ઇબાદતના સ્થળો કેવાં હશે ?
કે જે ગયાં સ્વર્ગે ભલા પાછાં ન આવ્યાં કોઇ તે.

૨૬૮

જો મેં તમારી ભક્તિના એ રત્નને લીધું નથી,
તો મેં જીગરથી પાપની એ વાસના સેવી નથી;
હું કોઇ દી તારી દયા માટે નિરાશ થયો નથી,
મેં તો જગતમાં એક ને બે કોઇ દી કીધા નથી.

૨૬૯

સાકી તણી બીજી ઘણી આદત અમે તો કેળવી,
પાંચે નિમાજ અમે ખરા દિલથી પુકારીએ છીએ;
જ્યાં જ્યાં તમે મદિરા જૂઓ ત્યાં ત્યાં અમોને દેખશો,
સુરાહી સમ ગરદન અમે એ બાજુએ રાખી જ છે.

૨૭૦

માલીક બાજીગર અને સૌ આપણે પાસા છીએ,
આ વિશ્વનું સુંદર અમોલું સત્ય પણ એ એક છે;
આ જીવનની તખ્તી ઊપર સૌ આપણે બહુએ રમ્યા
અફસોસ અજલની બાથમાં સૌ એક એક વહી ગયા.

૨૭૧

આ જીવની પ્રકૃતિ વિષે શું કામ પૂછેછે મને?
જો હું તને એ વાત કહું તો એ ઘણી લાંબીજ છે.
સાગર મહિંથી જીવ આ પેદા થયોછે જાણજો,
ને મોતની છેલ્લી પળે પણ એ સમાશે સાગરે.

૨૭૨

આજે અમે આશક, દિવાના, મસ્ત સૌ પુરા છીએ,
આજે અમે પુરેપુરા મદિરા પરસ્તો તો છીએ;
નિજ અસ્તિમાંથી તો અમે બ્રહ્માંડમાં પહોંચ્યા છીએ,
આજે મદિરાની પુરી મસ્તી મહિં ખુશી છીએ.

૨૭૩

માશૂકનું આયુષ્ય મારા જેટલું લાંબું હતું,
તારી ઊપર આજે જ તેણે તો દયા દૃષ્ટિ કરી;
મારી ઊપર દૃષ્ટિ કરીને તે પછી માલ્રી ગઈ,
તું તો સલાઇ કર અને પછી પાણી માંહે ફેંકજે,

૨૭૪

હું ખૂબખૂબમાં મસ્ત થઇ મીઠી મદિરા પી ગયો,
આ જીંદગીને પોષવા હું તો મદિરા પી ગયો;
પ્યાલી વળી મુજ હોઠપર ધીમું લવી એ કંઈ ગઇ,
"તું તો મદિરા પીઈ લે તું આવશે પાછો નહી.

૨૭૫

હું નાસ્તિના તખ્તે સુતો'તો ઊઠવાનું તેં કહ્યું;
તું તો જગતમાં પૂર્ણ કોલાહલ મચાવેછે કંઈ;
તારા હુકમ પર જેમ વર્ત્યો તેમ હુ હેરાન છું,
તું વાત એવી બોલતો કે મેળ તેનો ના મળે.

૨૭૬

સૌ માનવીની ખાનગીને જાણનારા ઓ પ્રભુ !
સૌ દીનજનને, દુઃખીયાને, પાળનારા ઓ પ્રભુ !
માલીક તું શિક્ષા મને દે વા રહમ કર તું ખુદા,
માલીક તું તો રહીમ છો ને કરીમ છો તું તો ખુદા !

૨૭૭

મેં તુસમાં એ પંખીને દરખત ઊપર જોયું હતું,
તેના પગો પાસે અરે કાવસ તણું માથું હતું;
તે કંઇ ધીમું બોલી ગયું "અફસોસ છે ઓ રાજવી ?"
"તુજ ઘંટના એ નાદ ક્યાં, તુજ ઢોલની એ ચીસ ક્યાં ?"

૨૭૮

તું આ જમાનાના નવા આગંતુકોને પૂછના;
ભુલાં અહિં જે આવતાં તેને કંઇ પણ પૂછના;
આ એક પળ જે આવી તેને તું મુબારક લેખજે,
વીતી ગઈ તેને ન ગણજે, આગંતુકોને પૂછના.

૨૭૯

જોને સોનેરી જામને શરૂઆતમાં ફરવું જ છે,
ધરબેલ પાયા હોય ત્હોયે અંતમાં મરવું જ છે;
ડાહ્યા જને કદી ચીજ કોઇ ત્રાજવે તોળી નથી,
વા કોઇ દિન કસોટીએ કશુંએ ચડાવ્યું પણ નથી.

૨૮૦

મારી શિખામણ માનીને તું વિશ્વમાંહે ચાલજે,
માલીકને ખાતર ફરેબીને નહિ છુપાવજે;
આ સ્વર્ગ કાયમ છે અને દુનિઆ દીસે ફાની નકી,
તું એક પળ માટે સ્વર્ગના રાજ્યને ના વેચજે.

૨૮૧

મારી બધી નાદાનીનું હું જે પ્રદર્શન ગોઠવું,
મારો બધો સંતાપ તેથી તો કમી થયોછે અહિં;
હું તો જનોઇને હૃદય પર રાખવા ઇચ્છું જ છું,
ઇસલામને માટે મને શું માન છે તું જાણછો.

૨૮૨

ખય્યામ તું મદિરા પીને મસ્તી મહિં ખુશી થજે,
વા કોઈ માશૂકને મળીને અંતરે ખુશી થજે;
જો છેવટે આ વિશ્વમાંહે કોઈ રહેવાનું નથી,
તો નાસ્તિને અસ્તિ ગણીને ખૂબ તું ખુશી થજે.

૨૮૩

હું એક દિ કુંભારની દુકાનમાં બેઠો હતો,
મેં કેટલાએ જામને ત્યાં વાત કરતા સાંભળ્યા;
ત્યાં એક જામ નવાઇથી વચ્ચે જરા બોલી ગયું,
" અમને ખરીદેછે, સૃજેછે, કોણ વેચેછે ભલા ?"

૨૮૪

હું મસ્ત થઇને એ મદિરાગારમાં સુતો હતો,
કો વૃદ્ધ પણ ત્યાં મસ્ત થઇને જામ લઇ બેઠો હતો;
મેં તો કહ્યું " તમને શરમ માલીકની નથી આવતી ! "
તેણે કહ્યું " માલીક ખુશી છે, જો મદિરા તું પીલે, "

૨૮૫

અંગુરનું જે જામ તાજું ત્યાં ભર્યું તે મિષ્ટ છે,
હું તો રૂપક તેનું જ છું, અમૃત ખરે તો એજ છે;
હું દિલનું કૌવત છું અને તે આત્મબળ તેનું જ છે,
માલીકનો આદેશ તો પુનિત છે, સૌ પાળજો.

૨૮૬

જો કે શરાબ હરામ છે તો પણ ખસુસ તમે પીજો,
સારંગીની સાથે જરા સાંજે સવારે તું પીજે;
તે જો તને અંગુરનું એ જામ આપી દે કદી,
થોડું મને દેજે અને બાકી બધું તું પી જજે.

૨૮૭

આ વિશ્વમાંહે ધર્મના પંથો ઘણા મોજૂદ છે,
પણ દીનની પરવા વિના હું આપને ચાહું જ છું;
આ કફ્ર શું, ઇસલામ શું, વળી ભક્તિ શું ને પાપ શું ?
સૌ આપને શોધે જ છે, બીજાં બધાં બ્હાનાં જ છે.

૨૮૮

મારા બધા અપરાધ જોઈ માફ કર સૌ પાપ તું,
મારાં કરેલાં પાપને ધર ઇશને ચરણે જ તું;
તું ફુંક મારી વેરની અગ્નિ નહિ સળગાવજે,
માલીકની ખાતર કંઇ ભાઇ ક્ષમા દેજે મને.

૨૮૯

તું કાર્યની શરૂઆત પહેલાં તો જરા ગમ ખાઇ લે,
ઈનસાનને પ્રારબ્ધ એવી વસ્તુમાં મુશ્કેલી છે;
તું તો ખુશી રહેજે, હૃદયને પણ દુઃખી ના રાખજે,
ગમગીન રહેવાથી કજા ઓછી વધુ થાતી નથી.

૨૯૦

એ જામ પર હીકમત બધી મેં તો ફીદા કીધી જ છે,
મેં હેતથી એ જામને લાખો ચુમી લીધેલ છે;
માલીક તેં પણ જામ જેવી સૃષ્ટિ સર્વ સૃજેલ છે,
પણ હોય તેનો એક દિ વિનાશ તું કરશે ખરો.

૨૯૧

જો સત્ય કહીએ તો મદિરાની કંઇ કીમત નથી,
પણ હોય મીઠા જામમાં અણમોલ કોઈ આત્મ છે;
આ વિશ્વમાં મારે જ લાયક કોઈ પણ સ્નેહી નથી,
મીઠી મદિરા એકલી મમ જીવન મિત્ર ઠરી જ છે.

૨૯૨

આકાશ તારે તો સ્વ પરનો ભેદ કાંઇ છે નહિ,
તું ઇંળની માફક મને તો નગ્ન રાખેછે અહિં;
આ રેંટીયાથી બે જણાંને વસ્ત્ર પુરાં થાયછે,
આકાશ તારાથી પુરાણા રેંટીયા સારા જ છે.

૨૯૩

જો ભાગ્યમાં સુખ ના લખ્યું તો દુઃખ એ પણ ઠીક છે,
વા રોશની જો ના મળી તો અંધકારે ઠીક છે;
મેં પ્રાર્થના જો ના કરી, વા શેખ હું જો ના બન્યો,
આ મસજીદોને મંદિરો મારે મને પણ ઠીક છે.

૨૯૪

જગમાં મને શાંતિ ન મળશે, જંગ તો તો ઠીક છે.
કીર્તિ મને મળશે નહિ, બદનામ તો પણ ઠીક છે;
આ જામ ખીલતા રંગનું અણમોલ છે, તું જોઇ લે,
જે આદમી પીશે નહિ, તે શુષ્ક છે તું જાણજે.

૨૯૫

વિભાવરીની સાળ તુટીને પ્રભાત થયું જગે,
તું ઊઠ ભાઇ પી શરાબ હવે મફત તું શોચના;
તું પી શરાબ અહિં હજી બહુએ પ્રભાત થશે જગે,
તે સર્વને તો ઢૂંઢશે પણ આપણે હઇશું નહિ.

૨૯૬

તું સ્વર્ગના એ કોપની ભીતી જરા ધરતો નથી,
તું તો ન પસ્તાવો કરીને સાફ દિલ થયો કદી;
જ્યારે અજલની પાંખ તારો જીવન દીપ બુજાવશે,
હું બ્હીઊંછું કે ખાક પણ તુજને નહિ સ્વીકારશે.

૨૯૭

ઇન્સાનની સુરત બધીએ કલ્પનાનું ચિત્ર છે,
જેને હકીકતની ખબર ના, તે ન આ જાણી શકે;
તું તો ખુશી થાને નીરાંતે જામ મીઠું તું પી લે.
ખોટા તરંગોથી અને આ ચિત્રથી તું દુર થા.

૨૯૮

મધુરાં પુલડાં જેવી તમારી જીંદગીને તો,
અજલનો વિષમય વાયુ ન લાગે તે પહેલાં એ;
સરો જેવી રૂપાળીને મનોહર એ સનમ સાથે,
મદિરાને કુલ્લોને તું કદી ના છોડજે વિશ્વે

૨૯૯

તું તો નકામો વા મગજમાં ના કદીએ રાખજે,
તું તો મદિરા સાલ આખી ખૂબખૂબાં ઢીંચજે;
તું મોજથી અહિંઆ દિનો ગુજારજે આરામમાં,
વિશ્વાસુ એ માતાથી તો પુત્રી હરામી ઠીક છે.

૩૦૦

સૌંદર્યથી પણ ઇશ્ક દિલને ખેંચવામાં પૂર્ણ છે,
ને શબ્દ એવા બોલવાથી દિલ ગુલાબી થઇ ગયું;
આથી બીજો લાયક જમાન પ્રભુ મને મળતો નથી,
પાણી પડયું છે નજર પાસે પણ તૃષા છીપતી નથી.

૩૦૧

તું જામ દે મુજ હાથમાં ને ગીત ગા તું મસ્તીના,
ને બુલબુલોના સુરમાં તુજ સુરને મીલાવી દે;
ગાયા વિના મદિરા પીવાની જો રસમ હક હોય તો,
શીશો ઠલવતાં પણ શરાબ અવાજ તો કરતે નહિ.

૩૦૨

જો માગવાથી પણ હકીકત ખાનગી મળશે નહિ,
દોલત બધીએ આપવાથી તો કંઇ મળશે નહિ;
તું અર્ધ સૈકો આત્મભોગ દઇ શકીશ નહિ જ જો,
કોઇ તને તો સત્યનો રસ્તો નહિજ બતાવશે.

૩૦૩

આકાશની એ ટોચથી તે પૃથ્વીના છેડા સુધી,
મેં સર્વ કો મુશ્કેલીને સ્હેલાઇથી નિવારીછે;
હું તો ફીસાદ અને દગાના બંધથી છુટી ગયો,
મેં ગાંઠ સૌ છોડી અજલની ગાંઠ પણ છુટી નહિ.

૩૦૪

અનુભવ અને સિદ્ધાંત તો અનુમાનની પણ પાર છે,
કો યુગ જૂના ઇતિહાસની ને અક્કલની પણ પાર છે;
આનન્દના સમયે મદિરાનું હરિફ કોઈ નથી,
આ જામ સૌ મુશ્કેલીને સ્હેલાઈથી નિવારતું.

૩૦૫

આ વિશ્વના ન્યાયી પ્રણેતાથી અને રહેમાનથી,
ઓ પાપીઓ તમ પાપથી કદીએ નિરાશ થશો નહિ;
આજે તમે મસ્તી અને પાપાચરણ કરશો અહિં,
કાલે તમારી ખાકને માલીક માફી આપશે.

૩૦૬

આકાશ તારી આ ગતિ જરીએ મને ગમતી નથી,
તું છોડ મુજને હું કંઈ લાયક ગૂલામ બન્યો નથી;
જો મૂર્ખને નાદાન ઊપર હોય તારી ચાહના,
તો હુંજ એવો મૂર્ખ છું, ડાહ્યો નથી એવો કંઈ.

૩૦૭

ઓ આદમી તુજથી અમે ડાહ્યા વધારે તો છીએ,
આવી બધી મસ્તી છતાં હુશીઆર તારાથી છીએ;
ઈનસાનનું તું લોહી પીવે ને અમે મદિરા પીએ,
ઈનસાફ તું દે, કોણ સારો લોહી પીનારો જ છે?

૩૦૮

મદિરાવતી બહેલાવવું દિલ એજ બહેતર છે જગે,
આવ્યા ગયાની યાદ થોડી રાખવી એ ઇષ્ટ છે;
ઇનસાનને આદત મહિં નાણું ધીરીને મોજનાં,
આ કેદખાનમાંહયથી છોડાવીએ છીએ અમે.

૩૦૯

હું જે ઘડીએ મૃત્યુના ક્રૂર હાથથી છુટો થયો,
વા જે પળે મમ જીવન પુષ્પ ખરી પડયું આ વિશ્વમાં;
હું ઘોરખોદુનાજ હાથે ખાક તો થાઊં ન ત્યાં,
આ વિશ્વને આનન્દથી નિરખી વધાવી લઇશ હું.

૩૧૦

આકાશના આ ચક્રથી સા આપણે દુઃખી છીએ,
ફાનસ તણી અસ્થિર છાયા સમ મને ભાસેજ એ;
આ સૂર્ય તો દીવો જ છે ને જગત ફાનસ સમ દીસે,
પણ આપણે તો આંધળા જેવા બધા ફરીએ છીએ.

૩૧૧

માલીક તેં સરજયો મને તેમાં હવે હું શું કરૂં ?
તેં ઊન રેશમથી વણ્યું મમ થાન કહો હું શું કરૂં ?
જે જે ભલાઇ ને બુરાઇ નિત્ય આચરીએ અમે,
તે તો બધીએ તેં લખી તેમાં હવે હું શું કરૂં ?

૩૧૨

ઓ યાર આવો કાલનો શો ખ્યાલ તજીએ આપણે,
ને આજની આ ધન્ય પળને તો મુબારક માનીએ;
કાલે અંહિ આ જગતમાંથી આપણે ચાલ્યા જશું,
અંહિથી ગયેલા બંધુઓના કાફલાને ભેટશું.

૩૧૩

મદિરા વિનાની એક પળ પણ તું કદી ના ગાળજે,
મદિરા અકલ ને દીનને દિલને ખુશી રાખે જ છે;
જો ભુલથી કો જંગલી ટીપું મદિરા પી જશે,
તો એ મનુને પૂજવાની ના કદી કહેશે નહિ.

૩૧૪

ઓ યાર ઉઠોને તમે તો હાથ પગ હાવાં ઘસો,
મીઠી મદિરા પુલ જેવી મસ્ત થઈ પીએ અમે;
આનન્દ કંઇ બહુ મદ્ય પીવાથી કદી મળતો નથી,
મસ્તી મહિં આવે મજા તે તો મજા કંઇ ઓર છે.

૩૧૫

મેં તો બધી આશા અને તૃષ્ણા તજી દીધી જ છે,
દાના અને કો મૂર્ખના ઉપકારથી હું દુર છું
તે કોઇ સાથે મિત્ર વિના હાથ ના મિલાવતો,
હું જાણુંછું મારા સમોવડીયો બરાબર તે નથી.

૩૧૬

આકાશની આવી ગતિથી હું સદા દિલગીર છું,
મારી અધમ આ પ્રકૃતિથી હું બહુ હેરાન છું;
હું તો ન એવો જ્ઞાની છું કે વિશ્વમાં પંકાઉં હું,
ડાહ્યો ન એવો હું જ છું કે વિશ્વને ત્યાગી શકું.

૩૧૭

હું કઇકને આ ખાકના પટ પર સુતેલા જોઉંછું
ને કઇકને આ ખાકની નીચે સુતેલા જોઉંછું;
હું જેમ જેમ આ નાસ્તિના રણમાં નીહાળુંછું ઊંડું,
હું કો ન જન્મેલા મરેલાને નીહાળુંછું તહિં.

૩૧૮

તારી રહમથી હું જરાએ પાપથી ડરતો નથી,
તારી કૃપાથી હું જરાએ દુઃખથી ડરતો નથી;
તારી રહમથી જો કદી મુજ મુખ ઊજ્જવલ થાય તો
શયતાનના એ નોંધથી હું તો જરી ડરતો નથી.

૩૧૯

તું એમ ના માનીશકે હું તો જહાંથી બ્હીઉંછું,
મમ પ્રાણ ઉડી જાય તેથી પણ કંઈ હું બ્હીઉંછું;
મરવું નકી જો છે જગે તો મોતની કંઇ ખોફ ના,
મેં જીંદગી સાધી નહિ તેથી હવે હું બ્હીઉંછું.

૩૨૦

માલીક અમે તો અકલના કેદી રહીશું ક્યાંસુધી?
આ વિશ્વમાં દિવસો અને વર્ષો રહીએ ત્હોય શું?
કુંભારને ત્યાં આ શરીરનાં વાસણો થાયે ન ત્યાં,
તું દે મદિરા જામમાં સુખે ગટાવી જાઉં હું.

૩૨૧

દંભી મહન્તો, ક્યાંસુધી ઠપકો મને દેશો તમે!
સંતો, અમે પુરા સ્વચ્છંદીને વળી મસ્તો છીએ.
સાધુ, તમે ખાલી ફીસાદ અને પ્રપંચ મહિં પડયા,
સંતો, અમે મદિરા અને માશૂકમાં લોટયા છીએ.

૩૨૨

મુજ આત્મ સાથે હું ભળી ન શકયો હવે હું શું કરૂં?
મુજ કાર્યથી હું તો કલંકિત છું હવે હું શું કરૂં!
માલીક શ્રદ્ધા છે મને કે આપ તો કરશો રહેમ.
ત્હોયે શરમ છે કૈં મને, મેં શું કર્યું, હું શું કરૂં?

૩૨૩

ઓ આત્મ હું ને તું પ્રદર્શનના નમૂના તો છીએ,
બે શિર છે જો આપણે તો પણ શરીરે એક છે.
એ એક બિંદુ પાછળે સૌ આપણે ભમીએ છીએ,
પણ ત્હોય આખર આપણે એ બિંદુમાં ભળીએ છીએ.

૩૨૪

જો આ જગતમાં આપણો મુકામ કાયમનો નથી,
તો મદ્ય ને માશૂક વિનાનું જીવવું પણ વ્યર્થ છે;
ડાહ્યા જનો, આ વિશ્વ ફાની કે અમર, શું છે કહો!
જો આપણે મરવું જ છે તો તો, અમર કે ફાની શું?

૩૨૫

હું માનથી ને ભક્તિથી મસજીદમાં આવુંજ છું,
પણ સત્ય કહું તો હું નથી નિમાજ પઢવા આવતો;
મેં એક દી અહિંથી પુજાની સાદરી ચોરી હતી,
એ તો જૂની થઇછે હવે, લેવા બીજી આવ્યોજ છું.

૩૨૬

આ વિશ્વની બીજી ગમીની હું તમા કરતો નથી,
મીઠી અને ચોખી મદિરાના વિના પીતો નથી;
આસવ જહાંનું લોહી છે ને વિશ્વ લોહી આપણું,
ને આપણે ખુન દિલનું તો કેમ ના પીએ અમે!

૩૨૭

તુજ ઇશ્કને ખાતર હજારો ભુલ મેં કીધીજ છે,
ને આ વચન પણ તોડવાને લાખ કોશેશ હું કરૂં;
તુજ જુલ્મની વાતો વખતના વ્હેનમાં ભૂંસાય ના,
પણ હું કયામતની સુધી કોશેશ ત્હોય કરીશ કંઇ.

૩૨૮

આ જીંદગીના હાયરે મોડા અમે આવ્યા છીએ,
ઇનસાનની ગણના મહિં મોડા અમે આવ્યા છીએ;
જો જીંદગીમાં આપણી મુરાદ ના બર આવી તો;
હું પ્રાર્થુછું કે વિશ્વમાં મોડા અમે આવ્યા છીએ.

૩૨૯

જો વિશ્વ જ્ઞાની છે જનો, તો હું પ્રપંચ રમીશ સૌ,
જામે શીરાજીને સનમમાં એકલો ખેલીશ હું;
લોકો કહે માલીક મને તો કંઇ સજા દેશે નકી,
માલીક સજા દેતો નથી, દે તો સહીશે હું નહી.

૩૩૦

જ્યારે અજલના પેરમાં મુજ શિર આ પડશે જગે,
ત્હારે અજલનું એક રૂડું રમકડું જ બનીશ હું;
મારા શરીરની ખાકને મદિરા વિના ના દાટશો,
એવું બને કે એ સુરમથી જીવતો પણ થાઉં હું.

૩૩૧

હું તો ભલાઇથી જગતના કાર્યને જોતો નથી,
હું તો જગતને સાવ નાગું બેશરમ તો જોઉંછું;
અલહમદલઅલ્લાહ, હું નીહાળું છું અહિં જ્યાં જ્યાં જગે
ત્યાં ત્યાં અરે મમ બેવકુફી એકલી હું જોઉંછું.

૩૩૨

વ્હાણું થયુંછે, એકલી મદિરા ગુલાબી પીશ હું,
ને કીર્તિના એ જામને પત્થર ઉપર ફોડીશ હું;
હું વિશ્વને ઠગનાર આશાથી રહીશે દુર કંઈ,
હું કંઇક ઝુલફો ને સિતારી મેળવીશે પ્રેમથી.

૩૩૩

પ્રભુ મેં કદી અહિંઆ બહુ અપરાધ જો કીધા હશે,
ત્હોયે મને ઉમેદ છે કે તું રહમ કરશે મને;
તું તો કહેછે "હું તને દુઃખમાં સહાય કરીશ કંઈ."
મુજથી વધારે તો દુઃખી તું કોઇને જોશે નહી.

૩૩૪

કદી હું મદિરાના નશામાં મસ્ત હોઊં આલમે,
નાસ્તિક કે કાફીર વા હું મૂર્તિપૂજક હોઊ જો;
ઇનસાન સૌ મારી ઉપર લાનત સદા વરસાવતા,
હું રૂહ મારૂં છું અને હું ત્હોય એનો એજ છું.

૩૩૫

મેં જીંદગીમાં એક પળ મસ્તી વિના ગાળી નથી,
આજે કદરની રાત્રિ છે, હું આજ પણ ખૂબ મસ્ત છું;
એ જામના અધરે અધર, સીના ઉપર સીના દઇ,
હું આખરે મુજ હાથ એની ગરદને ફેંકીશ કંઇ.

૩૩૬

હું અસ્તિનીને નાસ્તિની સૌ ખાનગી જાણું જ છું,
હું વિશ્વની સૌ ગૂઢ વાતોને ભલા જાણું જ છું;
હું આ બધું જાણું જ છું ત્હોયે મને પણ શરમ છે,
હું મસ્તીના સૌ મરતબા ને રીતને જાણું જ છું.

૩૩૭

હું તો મદિરા પીઉંછું પણ મસ્તી કંઇ કરતો નથી,
હું તો મદિરાના વિના બીજું કંઇ યાચું નહિ;
મારી ગરજ શું મયપરસ્તીમાં હશે ? તું જાણ છો ?
તારી સમી હું ખુદપરસ્તી કોઈ દી કરતો નથી.

૩૩૮

અમે તો જામના અધરો જગ્યા નિમાજની માની,
અમે વ્યક્તિત્વના પાઠો મદિરા ઢીંચતાં શીખ્યા;
અમે જે જીંદગી મીઠી અરે મસજીદમાં ખોઈ,
અમે મીઠાશ એની મયકદામાંથી જ શોધીછે.

૩૩૯

જે જીંદગી તુજ સાથ વાત ઘડી કરે તે જુઠી છે,
ઇનસાન પણ નિજ કાર્યની શરૂઆતમાં જુઠા હતા;
આશા તજીને એ કુલ્લોમાંથી ગમી મેં મેળવી,
ને આ જહાં થોડી ગમી પીને પછી ઉપડી જશે.

૩૪૦

ખલકત બધીના મુગટ રૂપે આપણે વિરાજીએ,
ને આપણે દાનાઈની એ આંખની કીકી છીએ;
આ વિશ્વનું વર્તુલ તો અંગુશ્તરી જેવું જ છે,
ને આપણે અંગુશ્તરીના કીમતી હીરા છીએ.

૩૪૧

ખાલી તરંગોના નશાથી તો અમે ભયમાં છીએ,
ને પૃથ્વિથી તે આસમાનની ટોચપર પહોંચ્યા છીએ;
આખર શરીરના પાપ ધોઈ પાક પણ થાશું અમે,
જન્મ્યા અમે તો ખાકમાંથી, ખાક તો થાશું અમે.

૩૪૨

રમજાનમાં રોજા રહીને હું કદી પણ ખાઉં જો,
હું જાણી બુજી ખાઉં છું એવું કદી ના માનશો;
રોજા રહેવાથી દિવસ રાત્રિ સમો લાગે મને,
હું ઇચ્છું છું કે હું પ્રભાતે રોજ ખાઉં હોંશથી.

૩૪૩

મેં તો કદી આનન્દનું શરબત સુખે પીધું નથી,
વા દુઃખને હાથે મદિરા મેં કદી લીધી નથી;
મેં કોઇ દી મુજ રોટલીને નિમકમાં બોળી નથી,
વા કોઈ દી મેં આ જીગરને તો દુઃખી કીધું નથી.

૩૪૪

હું તો હમેશ શરાબખાનામાં પ્રભાતે જાઊંછું,
હું સાંઇ મૌલાના મીઠા સહવાસમાં દી ગાળુંછું;
માલીક તું જો ખલ્કની સૌ ખાનગીને જાણતો,
તો દે સહાય મને પ્રભુ, હું પ્રાર્થતાં શીખું તને.

૩૪૫

થોડી ગમીથી પણ સમય નાખુશ અમને લાગતો,
સંધ્યા ડુબેલી હોય તોપણ ના અમે ખુશી છીએ;
જો પાકશાળા માંહ્યથી અમને ન અન્ન મળે કદી,
કાચું ન મેળવવા અમે તો કોઇ દી ખુશી છીએ.

૩૪૬

હું એક દી પણ વિશ્વની જંજાળથી છુટયો નથી,
મેં એક પળ પણ જીંદગીની શાદીમાં ગાળી નથી;
મેં રોજગારીની કરીછે શિષ્યવૃત્તિ ખંતથી,
ત્હોયે ખલકના દોરમાં ઊસ્તાદ હું ન બન્યો કદી.

૩૪૭

મારા અકેકા હાથમાં કુરાન છે ને જામ છે,
મારૂં જીગર હાવાં હરામીને હલાલીમાં ડુલે;
આકાશના આરસ સમા ઘુમટ નીચેજ અમે છીએ,
ખાપુ અમે કાફર નથી, પુરા મુસલમીન પણ નથી.

૩૪૮

પેગમ્બરે મારી સલામો પ્રેમથી ઝીલી હતી,
ને તે સમે પણ ખૂબ મીઠી વાત તો કીધી હતી;
ઇનસાનનું તું દૂધ પીવાથી ભલા શાને ડરે,
ઇસલામમાં એ પાક છે ને મદ્ય ભાઇ હરામ છે.

૩૪૯

ખય્યામને પણ મેં સલામો પ્રેમથી કીધી હતી,
તેણે મને ખામી જહાંની કેટલી કીધી હતી;
મેં તો કહ્યું ઇસલામમાં મદિરા હરામ કરી જ છે,
રાંધેલ વસ્તુ પાક છે, ને કાચી સર્વ હરામ છે,

૩૫૦

મુજ શત્રુએ કીધું મને કે તું પુરો ફીલસુફ છે,
માલીક જાણેછે બધું, તે જે કહે તે હું નથી.
આ વિશ્વમાં પણ કેમ હું આવ્યો જ છું એ ખ્યાલ ના,
અફસોસ છે હું કોણ છું, એ વાત હું જાણું નહિ.

૩૫૧

મુજમાં નથી કંઇ ત્હોય હું આ વિશ્વ માંહે કંઇક છું,
હું તો ઉંચે જાઊં ઘણો પણ ત્હોય પછવાડે રહું;
મીઠી મદિરાની જ આવી એકલી હરિફાઇ છે,
હું જે પળે હુશીઆર છું ત્યારે જ મસ્તીમાં રહું.

૩૫૨

એ પુષ્પ બોલ્યું "હું મિસરનું યુસફ નામક પુષ્પ છું"
"મુજ મુખમાં અણુમોલ હીરા, અશરફીઓ ભરી જછે"
મેં તો કહ્યું "તું છો યુસફનું પુષ્પ એ સાબિતીશું ?"
તેણે કહ્યું "મારો ઝભો તું લોહી ભીનો જોઈલે."

૩૫૩

બાળાપણે ઉસ્તાદ પાસે હું જરા શીખ્યો હતો,
થોડુંક હું જાતેજ શિક્ષક થઇ અને શીખ્યો હતો;
ભાઇ તમે સૌ સાંભળો હું જે શીખ્યો તે તો કહું
હું ખાકમાંથી જન્મીને હું ખાકમાં મળી જાઉંછું.

૩૫૪

આવ્યા અમે તો પાક પણ નાપાક જગમાં થઇ ગયા,
હસતા અહિં આવ્યા મગર રડતા જગતમાં થઇ ગયા;
દિલની પ્રજળતી આગમાંહે તો અમે બળતા હતા,
આ જીંદગી બરબાદ ગઈને માટીમાં જઈને મળ્યા.

૩૫૫

જમશીદનું એ જામ ઢુંઢવા મેં ખલક માપી બધી,
મેં એક પળ વિશ્રાંતિ, નિદ્રા પણ સુખે લીધી નથી;
ઉસ્તાદ પાસેથી જહિં મેં જામના ગુણ સાંભળ્યા,
એ વિશ્વનું વિખ્યાત પ્યાલું હુંજ છું એ જાણ્યું મેં.

૩૫૬

મેં એકલી ગમીનો નશો બેભાનમાં કીધો જ છે,
હું જુલ્મના ત્રાસે નીચી પદવી ઉપર આવ્યો જ છું;
તારી દગાબાજી મહિં જ્યારે ઠગાઇ હું ગયો,
ત્યારેજ મેં તારે અધર અધરે લગાવ્યો તો હતો.

૩૫૭

મારી બધી ખાહેશ જો પ્રભુની નથી ખાહેશ તો;
મારી બધી ખાહેશ ક્યાંથી પાર તો પડશે જગે;
માલીકની ખાહેશ હશે તે તો બધી સાચી હશે,
જે જે વિચાર્યું મેં હશે, તે તો બધું ખોટું હશે.

૩૫૮

આ એ જમાનો ફુલનો છે, વરણી હું સારી કરૂં,
ને ધર્મથી વિરૂદ્ધ સારૂં કાર્ય કોઇ હું કરૂં;
હરિયાળીને આ લાલી તો થોડા દિવસ સૌ નિભશે,
ને એ વનસ્પતિ પર અમોલા અશ્રુ થોડા ઢાળું હું,

૩૫૯

હું જીવતો છું કે નહિ એ તું નકી જો ના કરે,
હું આ બધા ખૂનખાર રસ્તા માપુછું તે જોઇલે;
હું ના હતો ને એ હતું, ને જે હતું તે તે હતું,
હું કોણ છું ને ક્યાં હતો ને કોણ હોઇશ હું ભલા.

૩૬૦

હું તો મદિરાના વિના પળ એક જીવી ના શકું,
હું તો મદિરાના વિના કંઇ ભાર ખેંચી ના શકું;
સાકી કહે "લે એક જામ ફરી" અને હું ના લઉં,
હું એ સુભગ પળનો સદાનો એકલો ગૂલામ છું.

૩૬૧

તું તો ફરી ફરીને જહાં સારી નીહાળી લે કંઇ,
અણમોલ આવા દિવસોનો ખ્યાલ તું ન કરીશ કંઇ;
તું આખરે અંદર તપાસી તુજ સ્વરૂપે નીહાળજે,
કે આ સમય પણ સર્વ વસ્તુને અમોલી શીદ ગણે ?

૩૬૨

જે ઠીક લાગે આપને તેવો ખુલાસો આપજો.
સુખના અને દુઃખના વિચારોને ઘડી પણ છોડજો;
બાકી રહેલું એક પ્યાલું તું હવે સાકી પીલે,
આ બે જહાંની ગમગીનીથી તું બચી તેથી જશે.

૩૬૩

પાયા વિનાના દાયરાના ચક્રમાંથી જીવ તું,
કાં તેમની નેકી અને બદીની બધી ખબરો લઇ;
કાં તો જહાંના કાર્યને ને આત્મભાન ભુલી જઇ,
તું ખૂબખૂબાં પી અને એ આદમીને જાણજે.

૩૬૪

મારા જીગર પરથી ખલકનો ભાર તું ઉપાડજે,
મારા નઠારા કૃત્યને તું જગતથી છુપાવજે;
આજે મને દે પરમ શાંતિ કાલ તું મારી ઉપર,
તારી રહેમ જે જે કહે તે તે બધું ગુજારજે.

૩૬૫

જેઓ જહાંના કાર્યથી પુરેપુરા વાકેફ છે,
તેઓ ગમીને શાદીમાં કાંઇ તફાવત ના ગણે;
ચાહે કદી તું રોગી હો કે ખૂબ તંદુરસ્ત હો,
પણ એક દી સારી નઠારી આ જહાં ચાલી જશે.

૩૬૬

તું ઉઠ ભાઇ વિશ્વની બધીએ ગમી ના વ્હોરજે,
તારા જીવનની એક પળ પણ શાદીમાં તું ગાળજે;
ભાઈ વફાદારી જગતની પ્રકૃતિ જો હોય તો,
આવો જમાનો તુજ કને ના કોઇ દી આવ્યો હતે.

૩૬૭

જૂના પુરાણા મિત્ર સૌ હું જે કહું તે સાંભળો,
આ બેવફા આકાશથી કદીએ તમે ડરશો નહી;
પણ આપની એ કુટિરમાં સંતોષથી રહેજો તમે,
ને જે તમાશા થાય વિશ્વે તે બધા નીહાળજો.

૩૬૮

જો બની શકે તો મસ્તની સેવા તમે કરજો સદા,
રોજા અને નિમાજનું પણ બુંદ ખેંચી કાઢજો;
ઓ યાર સૌ ખય્યામની સારી શિખામણ સાંભળો,
પીજો મદિરા લૂંટજો સૌ પર રહમ કરજો તમે.

૩૬૯

સત્ય આત્મા વિશ્વનો છે વિશ્વ તેનું શરીર છે.
ને એ ફિરશ્તા સૌ શરીરની ઇંદ્રિઓ લેખાયછે;
આકાશ ને તત્વો અને આ જીવ સૃષ્ટિ અંગ છે.
સૌ મૂળમાં તો એક છે બાકી બીજું સૌ રમત છે.

૩૭૦

સત્યમાં ને પવિત્રતામાં રાત સારી વહી ગઇ,
ને એ મદિરાગારમાં આનન્દમાં વીતી ગઇ;
તેણે મને પ્યાલું દઇને પી જવાનું તો કહ્યું,
મેં ના કહી પીવા અને તેણે કહ્યું કે તું પીલે.

૩૭૧

તું એમ ઇચ્છેછે તને આકાશ આ ગરદન ધરે,
તુજ કાર્ય સૌને પોષવાનું તો ઠર્યુંછે સર્વદા;
તારે અમારી જેમ પણ વિશ્વાસ કરવો સર્વનો,
પીવી મદિરા ને જગતના દુઃખ ના લેવાં કદી.

૩૭૨

આ વિશ્વમાં જ્યાં જ્યાં નજર મારી પડે બિરાદરો,
ત્યાં ત્યાં મને માટી અને માટી બધે નજરે પડે;
કૃતઘ્નતા વિણ વિશ્વમાંથી કાંઇ હાંસલ ના મળ્યું,
મારે મને તો મદ્યને માશૂક મીઠાં સર્વદા.

૩૭૩

કોઇ વહેતા ઝરણુને કાંઠે સનમ મીઠી હતી,
હું પણ હતો ને મદ્યનું પ્યાલું મધુરૂં પણ હતું;
સિતારી પણ મૃદુ ગાન ગાવાને હતી સંગાથમાં,
રાત્રિ વીતી ને વ્હાણું વાયું પણ ખબર કંઈ ના પડી.

૩૭૪

શું પાપ કરતાં પણ તને કાંઇ શરમ આવે નહીં,
ઈનસાનપર જોહુકમી કરતાં શરમ આવે નહીં;
એવું બને કે તું જહાંનો એકલો માલીક થા,
તો તું જહાંને છોડશે પણ તું અવર શું કરી શકે.

૩૭૫

સુફી જમીનપર સાકીને બેઠેલ મેં જોયો હતો,
ઈસલામ નહી ને કફ્ર નહી, દુનિઆ નહી ને દીન નહી;
હક્ક પણ નહી, હકીકત નહી, શરીઅત નહી, શ્રદ્ધા નહી,
આ બે જહાંમાં સર્વમાંથી કોઇ ને કંઈ હોયછે.

૩૭૬

કોઇ જહાંમાં દીનને મજહબ મહિં મશગુલ છે,
ને કોઈ શ્રદ્ધા ને અશ્રદ્ધા માંહ્ય ગોથાં ખાયછે.
નાગાહ કમીનેથી અહિં ગેબી મુનાદી આવતો,
નાદાન તે માંહે તમારો એક પણ રસ્તો નથી.

૩૭૭

આકાશમાં જે ગાય છે પરવીન તેનું નામ છે,
ને આ જમીન નીચે વળી પણ એક બીજી ગાય છે;
ડહાપણ ભરેલી આંખને ઊઘાડીને તું જો જરા,
ઊપર નીચેની બેય ગાયો મસ્તીમાં છે જોઇલે.

૩૭૮

થોડી મદિરા તું પીજે એ એમ કહેતો તુજને,
તું કોઇ પણ ઈલાજથી ના પાર પામીશ છેવટે;
હું તો સનમની લાલી ને મદિરા મીઠી છું પ્રભાતની
તું ન્યાય દે આનો નતીજા છેવટે શું આવશે.

૩૭૯

માલીકની જયમ જગતપર મારો અમલ જો હોત તો,
મેં આ ખલકને મૂળથી ઊખેડી પણ નાખી હતે;
આ વિશ્વ જેવું હું બીજું વિશ્વે નવું ઊપજાવતે,
તેથી અમોલા આત્મની મનકામના પુરી થતે.

૩૮૦

મારૂં ગરીબ દિલડું, દિવાનું ને દુઃખી પણ છે જરા,
તે ઈશ્કની એ જ્યોતિથી પણ હુશીઆર થયું નથી;
કો આશકોએ પણ કદી મદિરા મને દેતાં જરા,
મારા જીગરના ખૂનમાં પ્યાલું લગાવ્યું તો હતું.

૩૮૧

જામે શીરાજી ઢીંચવીને, સનમ પાછળ ઘુમવું,
એ સાધુતાના દંભ કરતાં પણ બહેતર છે વધુ;
જો આશકોને મસ્ત સૌ જહન્નમ મહિં વસતા હશે,
તો તો પછી બેહિશ્તના એ રાહ કો જોશે નહિ.

૩૮૨

દિલની ખુશીને ગમગીનીથી વેડફી હું ના શકું,
બદબખ્તીથી દિલની ખુશી ના વેડફાવી પણ ઘટે;
આ વિશ્વમાંહે ઘડી પછી શું થશે કો ના જાણ તું.
માશૂકને મદિરા અને પ્રવૃતિ જોઇએ છે સદા.

૩૮૩

નેકી વડે આલમ મહિં મશહુર થાવું નેક છે,
અન્યાયથી પીડાઇ રહેવું એ શરમ છે જાતને;
અંગુરનું એ જામ પીને મસ્ત રહેવું સર્વદા,
નિજ કાર્યમાં મગરૂર થઇ ફરવાથી બહેતર એ જ છે.

૩૮૪

માલીક મારા પાપી દિલપર તું જરા કરજે રહેમ,
ગમગીન મારા હૃદયપર માલીક તું કરજે રહેમ;
આ મયકદાને ઢુંઢતા પગને તું બળ દેજે પ્રભુ,
એ પ્યાલીને ગ્રહનાર હાથોપર પ્રભુ કરજે રહેમ.

૩૮૫

માલીક મને હું તું પણુાથી દુર તું તો રાખજે,
આવરણુ સર્વ નિવારીને તન્મય તુંમાંજ બનાવજે;
શુદ્ધિ મને છે ત્યાંસુધી નેકી બદી હું જાણુંછું.
નેકી બદીથી દુર રાખી મસ્તી તારી દે મને.

૩૮૬

આ ઘુમટ નીચે તેં બુરાઇને સુજીછે. જોઈલે,
મમ મિત્રની વિદાયશી આ વિશ્વ ખલી લાગતું;
જો કાંઈ પણુ બની ના શકે તો એક મીઠો શ્વાસ થા,
કાલેજ તું એ હાલ જોઈ ના શકીશ, એ જોઈલે.

૩૮૭

દિલમાં ગમીને દુઃખના ઊંડા જખમ સહવા વિના,
મેલી જહાંમાં આદમીને જો નથી હાંસલ કંઇ;
જેની જીવનલીલા અહિં વ્હેલી ખતમ થઇછે ભલા,
વા જે નથી જન્મ્યા અહિં તે ભાગ્યશાળી છે પુરા.

૩૮૮

દાનાઇના પટ્ટા મુજબ આ જીંદગાની ગાળવી,
ને ભુલ જો કરવી કદી નાહાનીમાં તો કાઢવી;
ચાલાકને કર્કશ સમય ઉસ્તાદ તો તારો જ છે,
તું ગાળ એવી જીંદગી કે ભૂલ કો કાઢે નહિ.

૩૮૯

બેહિશ્તની એ ખાનગીને તું, ન હું કો જાણીએ,
બ્રહ્માક્ષરોને તું વ હું ઉકેલી પણ શકીએ નહિ;
પડદા પછાડી વાત આપણુ બેઉની થાતી હતી,
પડદો પડી જાશે જંહિ ત્યાંરે ન હું કે તું હશું.

૩૯૦

આકાશના વર્તુલને હરકોઇ જોખમ વેઠતાં,
તારી અને મારી કતલ કરવા ઈરાદો છે કંઈ;
હરિયાળી ઉપર આપણે બેસી રહેવું ઇષ્ટ છે,
તો આપણી એ ખાક પર હરિયાળી પાછી ઉગશે.

૩૯૧

મારા અને તારા શરીરમાંથી ઊડી જીવ તો જશે,
મારી અને તારી કબરપર ઇંટ બે તે મુકશે;
જ્યારે અવરની કબર માટે ઇંટ જોશે તેમને,
મારી અને તારી કબર ખોદી પુરૂં કરશે જ તે.

૩૯૨

આકાશના એ ઘુમટે ડોલી રહેલા મ્હેલમાં,
ત્યાં કેટલાએ કયસરે ઝુકી સલામ લીધી હશે;
એ મ્હેલના કો કાંગરા ઉપર કબુતરને ભલા,
મેં સાંભળ્યાછે શોકમાં કુ કુ કુ કુ કરતા સદા.

૩૯૩

અહિં આવાગમનમાં આપણે હાંસલ કર્યું શું શું ?
અમારી જીંદગીના થાનમાં વાણો કહાં ક્યાં છે ?
ઘણાએ સંતના મુડદાં ફલકના ઘુમટો નીચે,
બળે છે. ખાક થાયે છે, પરન્તુ એ ધુમાડો ક્યાં ?

૩૯૪

તારા અધરમાંહે સદા અમૃત છુપાયુંછે સનમ,
તું છોડમાં, તારા અધરને પ્યાલીઓ ચુમેજ છે;
જો હું મદિરાનું ન પ્યાલું પીઊં તો નામરદ છું,
તારા અધર પર અધર બીજો મુકનારો કોણ છે ?

૩૯૫

માલિક તારી કુદરતે પેદા કર્યો તે હું જ છું,
સો વર્ષ તારી રહમથી મેં વિશ્વમાં ગાળ્યાં જ છે;
સો વર્ષ મેં લેવા અનુભવ કંઇક અપરાધો કર્યા,
તારી રહમ માલીક વધુ કે દોષ મારો છે વધુ ?

૩૯૬

અંગુરના એ જામને માશૂક ઊઠાવી લે હવે,
હરિયાળી લીલીને નદી તીરે ભમી લે તું સખે;
આકાશમાં તો એ શશિ જેવાં રૂપાળાં કુટડાં,
લાખો મીઠા અંગુરના એ જામ સરજ્યાછે સખે.

૩૯૭

અમે જુની નવી મીઠી મદિરાને ખરીદનારા,
અમે જગની ગમી શાદી મફતમાં વેચનારાઓ;
મરી જાશું પછી જાશું કહીં તું જાણુછો કાંઈ;
મદિરા દે મને મીઠી પછી તું તો ભમ્યા કરજે,

૩૯૮

જગતમાં પૂણ્યશાળી કોઇ જન્મ્યોછે કહેને તું ?
જગતમાં પુણ્યશાળી કો હયાતી ભોગવેછે શું ?
મને મારી બુરાઇનો તું બદલો દે બુરાઈમાં,
પછી મારી અને તારી મહિં ક્યાં છે તફાવત તો.

૩૯૯

શીરાજીનું એ કીમતી, ખરડાયલું પ્યાલુંજ ક્યાં ?
ને આત્મ શાંતિ, સુખનું સાધનં મદિરા છે જ ક્યાં ?
તેઓ કહેછે મુસ્લીમો મદિરા હરામ ગણેજ છે,
તું પી મદિરા ને ગમી ઇસલામની છોડી જ દે.

૪૦૦

ઓ જીંદગી તું દેહ છો, મારી બધી શક્તિ તું છો,
મુજ પ્રાણ છો, સર્વસ્વછો, ચૈતન્ય મારૂં તું જ છો;
મારી હયાતી તું બની તેથી ગણાયો સર્ગ હું,
હું તો ભળી તુજમાં ગયો તેથી ગણાઇ સર્વ તું.

૪૦૧

કજાના ભેદીને ઊંડાણ ચોગને પુરાઇને,
મનુષ્યો સૌ અહિં જયાં ત્યાં દડાની જેમ અફળાયે;
તને જે આદમી આંહિ ભલા મેદાનમાં ફેંકે,
તમારા ભેદનો પુરેપુરો વાકેફગાર એ છે.

૪૦૨

મધમાખીઓના હૃદયમાં બળ તુજથી વિશેષ છે,
ને કીડીઓની આંખમાં નુર તુજથી વિશેષ છે;
તું તો ભલેને ખાનદાન હો પણ તથાપિ સખ્ત છો,
તુજથી ભલાઇ તો હજારો કોસ દુરની દુર છે.

૪૦૩

તમે કંજુસની કોદી ગુલામી સેવજો ના, ના,
તમાના ક્રૂર પંજામાં પુરાઈ ખુવાર થાશોમાં;
અમીઝરણાં અને અગ્નિસમાં તેજસ્વી તો થાજો,
તમે રેતી સમા વાના ઝપાટે ચાલશો ના, ના.

૪૦૪

મદિરા વિના સૌ વસ્તુની તંગી મને બહુ પ્રિય છે,
ડાહ્યા જનોના હાથની મદિરા મને બહુ પ્રિય છે;
મસ્તી અને ગમરાહીને ખુવારી પણ પ્રિય છે મને,
મદિરા મળે મહીને ભલે તો પણ મને બહુ પ્રિય છે.

૪૦૫

તું હોંશથી આ સમયને કાંઇ વધાવી લે સખે,
ને સમયના એ રંગને તું વ્યર્થ શોચીશમાં સખે;
જ્યારે તમારી અવસ્થાનું વસ્ત્ર ફાટી જાય આ,
તેં શું કર્યું, તું શું વહયો ત્યારે જરાએ શોચજે.

૪૦૬

ઈનસાન તેં કોઈ ઉપર કો દી ભલાઇ કરી નથી,
માલીકની મીઠી રહમ, ઈનસાન તું શાને ચહે ?
માલીકની મીઠી રહમ માટે ન આશા રાખજે,
તેં તો ન કરવાનું કર્યું, કરવું હતું તે ના કર્યું.

૪૦૭

તારી ઉમર લાગે વધુ, તું આળસુ તો થા નહિ,
જ્યાં જ્યાં કદમ તું મુક ત્યાં મસ્તી વિના મુકીશ નહિ;
તેઓ તમારા શિરના કુંજા બનાવી દે ન ત્યાં,
તું હાથમાંથી પ્યાલીને કુંજો ખભેથી છોડના.

૪૦૮

આકાશ આ ઊંધા પડેલા જામ જેવું લાગતું,
ત્યાં વિશ્વના દાના પુરૂષો મ્હાત થઇને જો પડયા;
શીશા અને એ જામની મૈત્રિ નિહાળી મેં બહુ,
અધરે અધર ચોંટયો હતો, વચ્ચે પડયું'તું ખૂન ત્યાં.

૪૦૯

હું હાથમાં પ્યાલી લઇને મદ્યગૃહ માંહે ગયો,
બ્રહ્માંડની બુરી ભલી પણ મેં બધી ત્યાં કહી દીધી;
તે જો પડે આકાશમાં, બ્રહ્માંડમાં બોલાવજે,
મારી ઉપર ભૂખ્યા લરૂની જેમ તો તો કુદજે.

૪૧૦

જલબિંદુ સાગરની જુદાઇને કથી રોવે બહુ,
સાગર હસે જલબિંદુને બ્રહ્માંડમાં સૌ એક છે;
જો સત્ય પૂછો તો ભલા સૌ આપણે ખુદા છીએ,
લેકીન તેનાથી અરેરે બિંદુ વા જુદા છીએ.

૪૧૧

મારી કને છે, વા નહિ, શીદને દુઃખી હું થાઉં છું,
આ જીંદગી આનન્દમાં ગાળું જ છું હું કે નહિ?
શીરાજીની પ્યાલી ભરી દે હું ન જાણું કાંઇએ,
આ શ્વાસ પણ જે હું લઊં તે હું લઊંછું વા નહિ;

૪૧૨

જુદમી સમયની ગમગીનીમાં શરીરને સુકવી ન દે,
વીતી ગયેલી વાતની એ યાદમાં ના જીવ દે;
સૌંદર્યની તારીફમાં દિલને સદાય લગાડજે,
પીજે મદિરા જીંદગી બરબાદ ના કરજે કદી.

૪૧૩

મસજીદ કે નિમાજમાં રોજા રહ્યો હો તે છતાં,
તું જા મદિરાગારમાં ભિક્ષુક મસ્ત બનીજ જા;
ખય્યામ તું મીઠી મદિરા ખૂબખૂબાં પીઇ લે,
તુજ ખાકમાંથી તે કુજાને જામ કઇક બનાવશે.

૪૧૪

મીઠી પવનની લ્હેરમાં ફુલ પાંખડી ચીરાઈ છે,
બુલબુલ બીચારાં પુષ્પનાં સૌંદર્યથી બ્હીધાં જ છે;
તું એ ફુલોની મીઠડી છાંયા નીચે જઇ બેસજે,
એ ફુલ કોઈ ખાકણુંથી તો ખર્યા ઊગ્યાં જ છે.

૪૧૫

દુનિઆ મનસ્વી વહી ગઇ તેનો નતીજા શું હશે ?
આ જીંદગીના નામ એ વાંચી ગઇ તોયે શું છે ?
દિલની ખુશીથી એક સૈકો પણ રહી કોઇ શકે;
સો સાલ બીજી જો રહે એ ત્હોય છેવટ તો શું છે ?

૪૧૬

તે કયાં પડયો શાથી પડયો તું જાણુછો કાંઇ સખે,
સોસન અને એ સરવની મુકિત સદા અફવા જ છે;
તેને જબાં દસ છે પરન્તુ તે જરા મુંગો જ છે,
સો હાથ તેને છે પરન્તુ તે જરા ઠુંઠો જ છે.

૪૧૭

સાકી મદિરા મીઠડી મુજ હાથમાં તું મૂકજે,
ને એ મદિરા સમ સનમ મુજ હાથમાં તું સોંપજે;
તેઓ બધા જંજીરની જયમ એ મદિરા ખુંદતા,
હું પણ દીવાનો, હુશીઆર, મને મદિરા આપજે.

૪૧૮

અફસોસ છે મેં જીંદગી ખાલી ગુમાવી વિશ્વમાં
મેં વાસનાની તૃપ્તિમાં એળે ગુમાવી જીંદગી;
કરવું હતું તે ના કર્યું લાનત હજો મુજ જાતને,
મેં તો ન કરવાનું કર્યું ફરીયાદ તો શાની હવે!

૪૧૯

તોબા પોકારૂં સૌથી પણ કંટાળું ના મદિરાથી હું,
મહફીલ તજી જાઉં બધી પણ હું મદિરા ના તજું;
એવું બને કે હું પુરેપુરો મુસલમીન પણ બનું,
પણ કોઇ દી અંગુરનું એ જામ મીઠું ના તજું.

૪૨૦

માલીક તારી રહેમના ઊમેદવાર અમે છીએ,
માલીક તને તો પ્રેમથી ને ભક્તિથી પુજીએ અમે;
તારી અનાયત વિશ્વમાં માલીક જ્યાં જ્યાં એ હશે,
ત્યાં ત્યાં કર્યું ન કર્યો સમું ન કર્યું કર્યો જેવું થશે.

૪૨૧

તે ચિત્ર તેણે આપણી હયાતીનું દોર્યું જ છે,
તેમાં નવાઇ તેમણે લાખો બતાવી છે કંઇ.
તેણે મને ચીતર્યો જ છે તેથી જરા હું ઠીક છું.
મારી સુરત તો તેમણે નીચી જરા ચીતરીજ છે.

૪૨૨

માલીક તારી બંદગીના રાહમાં સરખાં સહુ,
બ્રહ્માંડમાં તારી જ સેવા સારી તો લાગે મને;
તારી સજા લઇ લે અને તું સુખ તારૂં દે મને,
માલીક તારી રહેમથી લેજે અને દેજે મને.

૪૨૩

ગયેલાંને ફરી આવેલને ખુંધા થયેલા ઓ !
તમારૂં નામ દુનિઆનાં પટેથી તો ભુંસાયુંછે !
દખલ આવી નડી સૌ તે પલકમાંહે ટળી ગઇછે,
જખમ આવે દિલે વાગ્યા રૂઝાયા તે. પલકમાંહે.

૪૨૪

ઇનસાન ઓ નાદાન તું આ વિશ્વમાં કાંઈ નથી,
તારૂં સરૂં કાંઇ નથી તું વિશ્વમાં કાંઇ નથી;
તારી હયાતીની સીમા જો નાસ્તિના રણમાં પડી,
ખાલી દિશાનાં નાદમાં તું કંઈ નથી તું કંઇ નથી.

૪૨૫

હું તો હમેશાં રાત્રિ ઇશ્વર સ્તવનમાં વીતાડતો,
જામે શીરાજીથી સદા હું દૂર તો રહેતો હતો;
હાવાં ફુલો ખીલ્યાં અને મીઠી વસંત ખીલી રહી,
આવા સમયમાં ઓ પ્રભુ તુજથી બહેતર એ મને.

૪૨૬

ઈનસાન સૌ આ ફીલસુફીથી દુર રહે તો ઠીક છે,
માશૂકના ગૂંથેલ વાળોની લટો પ્રિય છે મને;
બાધુ જમાનો ખૂન તારૂં વિશ્વમાંહે રેડશે,
તું તો શીશાનું ખૂન તારા જામમાંથી પીઇ લે.

૪૨૭

ઓ જીગર તું બ્રહ્માંડની ના ખાનગી જાણી શકે,
દાના પુરૂષોની ન ખિલ્વત તું ઊકેલી એ શકે;
અંગુરનું તું જામ પી સરજાવ સ્વર્ગ નવીન અહિં,
તું તો ભલાએ સ્વર્ગમાં કદી પહોંચશે વા કે નહિં.

૪૨૮

સાકી, જે જનો અહિંથી ગયાછે આપણી પહેલાં અરે,
સાકી, તે સદાની શાંત નિદ્રામાં પડયાછે સુખથી;
હું જે જે કહું તે સાંભળી લે પી મદિરા મસ્ત થઇ,
સાકી, જે કંઈ તેઓ અહિં બોલી ગયા તે વ્યર્થ છે.

૪૨૯

જ્યારે સનમના સંગમાં ઓ જીવ તું તો બેસતો,
ત્યારે જ તારા સ્વરૂપને ભુલી જઈ તું ભળી જતો;
જ્યારે ફનાના જામમાંથી એક ઘુંટડો પી જતો,
અસ્તિ અને નાસ્તિ બધી ત્યારે વટાવી તું જતો.

૪૩૦

એક દિન હું તો ખૂબખૂબમાં મસ્તીખોર થઇ ગયો,
ઇનસાન સૌ ત્યારે મને ઠપકો કંઈ દેતા હતા;
મેં તો જહાંમાં જ્યાંસુધી મીઠી મદિરા ના દીઠી,
મેં ત્યાંસુધી સૌએ હરામી મસ્તી સુખે આદરી.

૪૩૧

જેનો નતીજો ચાર દિન કે એક હપ્તો છે નકી,
એ ચાર દિવસ માંહય જીવન કાઢવું મુશ્કેલ છે;
તું ચાર વાર વદયો વધુ તેથી મદિરા તું પીલે
તું જઇશ ત્યાંથી તો પછી તું આવશે પાછો નહિ.

૪૩૨

મારા બધા રસ્તા ઊપર તેં જાળ બીછાવી પ્રભુ,
જો હું કદી ત્યાં ચાલું તો તું ખ્હીવરાવેછે પ્રભુ;
આ વિશ્વમાં અણુ માત્ર તારા સ્પર્શ વિણુ ખાલી નથી,
તું કર હુકમ તો હું કદમ મારાં તહિં મુકું પ્રભુ!

૪૩૩

તારા ડહાપણુથી અમારી અકલ કંઇ વધી જાય નહિ,
આંહિ અમે અમ પાપ પૂન્ય મંહિ ડુબેલા તો છીએ;
હું પાપમાં ડુબેલ છું ને ખોફમાં હુશીઆર છું,
તારી દયાથી હું સદા આશા મંહિ જીવું પ્રભુ.

૪૩૪

જો આ જહાંનું કાર્ય અસ્થિર લાગતું તુજને કદી,
તો તું હમેશાં દિવસો આનન્દમાંહે ગાળજે;
ઇનસાન સ્વેચ્છાથી કઇ વિમુખ બનતા વિશ્વથી
આ બીકથી તેઓ વિમુખ છે એમ ના તું માનજે.

૪૩૫

આકાશ મારા હ્રદયને ગમગીન તું તો રાખજે,
મારા હ્રદયની મસ્તીને તું તો સદાએ તોડજે;
જે જામ દીધું’તું મને તેને બનાવ્યું પાણી તેં,
જે પાણી હું પીતો હતો તેને બનાવી ખાક તેં.

૪૩૬

ઓ જીગર તું આ શરીરની એ ખાકથી જો પાક થા,
તો તો પછી આ વિશ્વમાં સારો ફકીર બનીશ તું
તુજને અને તુજ રાજ્ય ગાદીને શરમ છે કંઇ અરે
તારા બધાએ રાજ્ય મહેલો તો સ્મશાન થઇ જશે.

૪૩૭

કુંભાર તું હુશીઆર હો તો માફ કર આ કામને,
તું આદમીની ખાકને ખુવારીમાં ના નાંખજે;
કેખુશરૂના એ હાથને ફરીદુનની અંગુલીને,
તેં ચાકડે બાપુ ચડાવ્યાં શો ઇરાદો છે હવે.

૪૩૮

ઓ ફુલ તું તો સનમના મુખપર સદાએ ખીલજે,
મીઠી મદિરા તું સદા આનન્દ દિલને આપજે;
ઓ ભાગ્ય મારી સાથ તું ટંટો હમેશાં રાખજે,
તે તું અજાણ્યો ઓળખીતો સર્વદા થઇને રહે.

૪૩૯

આ વિશ્વને મીઠે રસોડે તું ધુમાડો ખાયછે,
ખોટી ખરી બધીએ ગમી તું તો સહી લે છે સુખે;
આ વિશ્વ તેના રહીશને નુકસાનકારક છે બહુ,
નુકસાન જો તજી દે બધું તો તો તને સુખ પણ મળે.

૪૪૦

આ વિશ્વના જખમી હૃદયને રાત્રિએ ના શોધજે,
મધરાત સુધી તેમને ના બહાર તેઓ કાઢશે;
તું માલને ના સૌંદર્યનું ગુમાન ના કંઇ રાખજે,
એ સર્વને તેઓ નિશાએ બારણે તો કાઢશે.

૪૪૧

પ્હેલાં તમે તો તેમને મુજ રૂપમાં શીદ ભેળવ્યા,
ને આખરે મુજ રૂપથી તેને જુદો શીદને કર્યો?
પ્હેલેથી જો મુજ ત્યાગનો કંઇ ખ્યાલ ન્હોતો કોઇને,
તો વિશ્વમાં મુજને તમે હેરાન કીધો શીદને?

૪૪૨

મારી હવે ખાહેશ છે, આરામ ક્યાંય મને મળે,
મારી બધી મીઠી મજલ પુરી કંઇ થાયે હવે;
લાખો કરોડો વર્ષ વીતી જાય ત્હોયે તો મને,
હરીયાળી સમ ફરી ઉગવાની તો પુરી ઉમેદ છે.

૪૪૩

મેં ઇશ્કના એ દફતરોમાં એક જાદુગર દીઠો,
જખમી હૃદયનો તે હતો તે ભાગ્યશાળી થઇ ગયો;
તેણે કહ્યું કે ઇશ્કની મૈત્રી સદા સુખદાયી છે,
એ મૈત્રી શશિ ને સૂર્યસમ કંઇ દિવસ રાત્રી ખીલશે.

૪૪૪

હેમંત વીતી ગઈ, વસંત ખીલી રહીછે વિશ્વમાં,
મારી હયાતીના અજબ પાનાં ફરી જોને રહ્યાં;
દાના પુરૂષો તો કહે મદિરા પીજે, ગમી પીશના,
આ વિશ્વની ગમી અફીણને સોમલ સમી કડુ લાગશે.

૪૪૫

ઓ દિલ તું માશૂક, મદિરા સર્વની સાથે રહે,
તું ના દગો દેજે અને ના ડોળ કરજે કોઇ દી;
જો પીરને અહમદ તણો તું શિષ્ય લેખાવે તને,
તો મુર્તુજાના હોજમાંથી તું મદિરા ઢીંચજે.

૪૪૬

મેં જામને પથ્થર ઉપર ખુબ જોરથી અફળાવીયું,
હું તો મદિરાના નશામાં મસ્ત તે સમયે હતો;
જામે મને દુઃખથી પુકારીને કહી એ ખાનગી,
તારી સમું હું તો હતું, મારી સમું તું તો થશે.

૪૪૭

ખુવારીમાંથી હાથ ઝાલીને ઉગાર્યો તેં મને,
તું ઉઠને સાકી મદિરા લાવને મીઠી હવે;
મારૂં કફન પણ એ મદિરાનું ભલા કરજો તમે,
મારૂં ગુમાન પુરેપુરૂં બાકી રહેશે આ જગે.

૪૪૮

તુજને ખબર ના હોય તો તારો હીસાબ લઇ તું લે,
તું શું લઇ આવ્યો હતો ને શું લઇને જાયછે;
તું મોતથી બ્હીને કહેછે મદ્ય તું પીતો નથી,
તું પી અગર પીવે નહી પણ મોત તો નક્કી જ છે.

૪૪૯

તારી કને ચાવી જ છે તું દ્વાર મારાં ખોલને,
તું ભોમીયો છે રાહનો રસ્તો મ્હને તું બતાવને;
હું હાથ મારો કોઇને વિશ્વે ન સોંપું કોઇ દી,
તેની હયાતી ફાની છે તું એકલો રહેનાર છે.

૪૫૦

તું જે મને કહેછે સદા તે દ્વેષથી કહેતો હશે,
તું તો મને નાસ્તિક ને વિધર્મી પણ કહેછે હવે;
પણ ચ્હાય તેવું તું કહે તોપણ હું જ મક્કમ છું જગે,
એ દ્વેષનો બદલો તને કાંઇ મળેછે બોલને.

૪૫૧

તું દરદનું નિદાન કરી લે કે દવા શોધી શકે,
ને દુઃખને તું રો નહી તો પાક તું થાશે જગે;
તું તો ગરીબીમાં સદા રૂણી રહેજે સર્વનો,
બેહિશ્તમાં તો આખરે રોટી કંઇ મળશે તને.

૪૫૨

મસ્તી મચે જો ચોકમાં પીવા મદિરા જો મળે,
વા એક ટુકડો બાજરીનો ને કીતાબો જો મળે;
વેરાનમાં તો હું અને તું એકલાં બેઠાં હચે,
સુલતાનના એ રાજ્યવૈભવથી કંઇ પ્રિય છે મને.

૪૫૩

જો ચાર પાંચ તણો તવારીખ સાકી થોડો લાગતો,
સાકી હજારો કે વધારે આપણે મુશ્કેલ છે ?
સાકી અમે ખાકી છીએ સિતાર સર્વ બજાવજે,
સાકી અમે ખ્યાલી છીએ તું તો મદિરા લાવજે,

૪૫૪

થોડી ગમીને શાદીમાંથી સાકી તું લખજે કંઇ,
સાકી મદિરાગારમાં શાદી જ તું લખજે કંઇ;
જે દિન અમારી શાદીને તું મદ્યગૃહથી કાઢશે,
સાકી નિશા આનન્દની તે દિન અમારી તો થશે.

૪૫૫

તારા શરીરમાં હાથ પગ હોયે સલામત જ્યાંસુધી,
ફકીરના ઘર બહાર તારાં કદમ તું મુકજે નહી;
રૂસ્તમ ભલે તુજ વેરી હો પણ શિર ના ધરજે કદી,
હાતમ ભલે તુજ મિત્ર હો પણ દિલ કદી દેજે નહિ.

૪૫૬

મીઠી મદિરાના હવસમાં તું પડયો છે જ્યાંસુધી,
સંગીતના મધુરા ધ્વનિમાં જ્યાંસુધી લપટયો જ છો;
જ્યારે ખુદાને જાણુશે ત્યારે બધું આ ક્ષણિક છે,
તું આત્મત્યાગ કરીશ નહિ તો આ બધું પણ કંઈ નથી.

૪૫૭

નિર્ભય થઈને દેહને આકાશ નીચે ફેંકી દે,
મીઠી મદિરા પી સુખે આ વિશ્વ આકૃતકાર છે;
છેલ્લે અને પહેલે જ તું માટી વિના કંઈ ના હતો,
તું તો વિચારી લે જરા સૌ ધુળમાં ધુળ મેળવે.

૪૫૮

બાલક તને જો સર્વ વસ્તુની મળી ગઇ માહિતી,
તો આટલી ગમી શીદને તું વ્યર્થ તો વેંઢારતો;
મીઠી મદિરા જો ન આવે આપણી સાથે કદી,
આ જીવથી ખુશી થજે એ એકવાર હતો અહિં.

૪૫૯

આ આલમે ચોગાનમાં જ્યાં જ્યાં નજર મારી ઠરે,
હરિયાળી લીલી સ્વર્ગસમ ત્યાં ઓપતી ને ખીલતી
જે જંગલો ખાવા જ ધાતાં સ્વર્ગ તે આજે થયાં,
તું સ્વર્ગની કો અપ્સરા સાથે અહિં મ્હાણી જ લે.

૪૬૦

જાદુગરોની વસ્તીમાં તું વિશ્વને ના શોધજે,
ઇતિહાસ આ સૌ જાણીને તું કોઈને કહેજે નહિ;
તું તો દરદ સહી લે અને ઉપાય ના કરજે કંઇ,
તું બાગમાં બેસી સુગંધી કે ગમીના શોધજે.

૪૬૧

બે ચીજને તું સ્વર્ગની સામગ્રી જેવી લેખતો,
તે સર્વ સુન્દર વાતથી પણ કંઇ બહેતર છે જગે;
જે તે અહિં ખાવું જ તેથી કંઇ ન ખાવું ઇષ્ટ છે,
મિત્રો ઘણા કરવાથી તો એકલ રહેવું ઇષ્ટ છે.

૪૬૨

જો બાગમાં પહેલાં ફળો ખારાં બધાં થાતાં હતાં,
ખારાશ ક્યારે આવી ત્યાં શાથી બધાં મીઠાં થયાં;
જો શસ્ત્ર ધારે કોઇ તો કુહાડી સોટીથી ભલી,
કુહાડીથી પણ જીભ તારી શસ્ત્ર સારૂં છે કંઇ.

૪૬૩

જ્યારે જગે પ્હો ફાટતી, આકાશને ઊજાસતી,
ચંડોળ શાને શોકનાં એ ગીત ગાતું ઉડતું;
તેઓ ફજરના આયનામાં જાદુ કંઈ બતલાવતા,
તારા જીવનની રાત્રીઓ વહી જાયછે બેભાનમાં.

૪૬૪

સાકી મને મીઠી અને દિલખુશ મદિરા દે પીવા,
મીઠી મદિરાના શીશાના બુચ તોડી દે પીવા;
આજે મને મદિરા વિના તો ગોઠતું ક્યાંઇ નથી,
બસ એકલી મદિરા મુસાહેબ આલમે મારી બની.

૪૬૫

નોકરશાહી હો કે પ્રજાશાસન કદી હો ત્હોય શું,
કુદરત મંહિ કયસર અગર કો શાહ હોયે ત્હોય શું;
જમશીદના એ જામમાંથી તો મદિરા તું પીલે,
બહેરામ પણ આખર અહિં માટી મહિં માટી બન્યો.

૪૬૬

કુંભારના એ કારખાનામાં જઇ જોયું જ મેં,
મારા ગુરૂનું શિર તેના ચાકડા પાસે હતું;
કો શાહના શિરના અને ભીખારીના પગના વળી,
એ ચાકડાના હાથલા ટોપા બનાવ્યા પણ હતા.

૪૬૭

નાદાન કે દાના ગમે તેની કને તું તો જજે,
તું વિશ્વના કો મસ્ત પાસેથી મદિરા પી જજે;
નાદાન તું અજ્ઞાનને ફેલાવનારો તો નથી,
નાદાનને અજ્ઞાન સ્હેજે તો મળી જાતું નથી,

૪૬૮

વ્હાલી સનમ, અહિં આપણે આવ્યા પહેલાં કો સમે,
કુંભાર આપણી માટીના કુંજા કંઇ ઘડતો હતો;
અમૃત સમી મદિરા તણી એ કોઠીમાંથી તો સનમ,
પ્યાલું ભરી પી જા અને બીજું ભરી દેજે મને.

૪૬૯

તુજથી બની જેવી શકે તે સાવધાની રાખજે,
તુજ મિત્રની ખાતર સદાએ સાવચેતી રાખજે;
હુસેનનું આ રાજ્ય કાંઇ સર્વદા ટકશે નહિ,
તુજ હાથથી તે કો સમે પણ બહાર જાશે એક દી.

૪૭૦

તું મૃત્યુનો ઘુંટડો ગળીને સુઇ જા અહિંઆ ન ત્યાં,
તું સર્વ વસ્તુની નવાઈને જરા તો ઢૂંઢજે;
તું તો અહિં તહિંથી ગમે તે ઔષધી પણ લાવજે,
લાખો ઇલાજો લે છતાં પણ સુખના થાશે કંઇ.

૪૭૧

તું તો મરેલાં ને સજીવનો એક સરજનહાર છે,
આકાશના આ ચક્રને ફેરાવનારો તુંજ છે;
હું છું ગમે તેવો નઠારો ત્હોય તારો દાસ છું,
અપરાધી કોઇએ નથી, માલીક સરજનહાર છો.

૪૭૨

ઓ પાકને અમૃત સમી મીઠી મંદિરા દેવી ઓ,
હું કેટલી પી જાઊંછું તારો દિવાનો હુંજ છું.
જે દુરથી નીરખે મને તે સર્વદા કહેતા જગે,
માલીક તેં આ વિશ્વમાં ક્યાંથી મદિરા આણીછે?

૪૭૩

કો સાધુએ વેશ્યા મળી તેને કહ્યું "ઓ કામિની,"
તું તો પળેપળ અવરના સંમોહમાં સપડાયછે;
તેણે કહ્યું "સાધુ તમે બોલોછ તેવી હુંજ છું"
"પણ આપ તો દેખાઓછો તેવા ખરેખર છોજને."

૪૭૪

દુનિઆ દડાની જેમ મારે આંગણે ઊભી રહે,
પણ મસ્તીમાં તેની મને તો કોડીની કીમત નથી;
તેણે મને ગઈ રાત્રિએ મદિરા પીવા સોગન દીધા,
પણ એ શપથને મસ્તીમાં મેં તો હસી કાઢયા જ છે.

૪૭૫

માલીક તું ઘડીમાં જગતથી તો છુપાઇ જાયછે,
ને કો સમે બ્રહ્માંડને તારૂં જ દર્શન થાયછે;
તું દશ્ય છે ને તુંજ દૃષ્ટા છો પ્રભુ આ વિશ્વમાં,
ગુલઝાર આ તારા સ્વરૂપનું પૂર્ણ દર્શન દેજ છે.

૪૭૬

નિર્જન પ્રદેશોને ફરીય વસાવવા કરતાં તમે,
આ દિલને ખુશ રાખશો તો એજ છે પ્રિય બહુ મને;
કોઇ મુમુક્ષુ જીવને પણ સ્નેહ સાંકળ બાંધતાં,
લાખો ગૂલામોને જ મુક્તિ દેવી એ પ્રિય છે મને.

૪૭૭

તુજ શાહીને જો તું પુરેપુરી પીછાણેછે જગે,
તો તો દુખી દિલને ગમીમાં રાખતો તું શીદને;
જો જીંદગી આખી તમારી દુઃખમાં ગઈ હોય તો,
મુશ્કેલી પુરી માનજે તું જાણતો કાંઇ નથી,

૪૭૮

જ્યાં જ્યાં મદિરાના કુજા પર દૃષ્ટિ તારી તો પડે,
ત્યાં ત્યાં બધે મહફીલમાં તું ખૂબખૂબનાં ઢીંચજે;
મીઠી મદિરા જેમણે ખૂબ પ્રેમથી પીધી હશે,
તેણે જ તેના આત્મને દુઃખથી છુટો કીધો જ છે.

૪૭૯

માલીક ઘઊંના લોટની એ રોટલી આપે મને,
થોડી મદિરા મીઠડી પીવા વળી આપે મને;
માશૂકની સાથે ઘડી આરામની પણ જો મળે,
તો આટલું કો શાહના એ ભાગ્યમાં પણ છે નહિ.

૪૮૦

જો તું સીધો હો તો બુરાઈ સર્વ તું ભુલી જજે,
આડો કદી જો હોય તું, વિશ્વાસ તો કરજે નહી;
છુપું રહેવું તેથી તો હોવું નહિ એ શ્રેષ્ટ છે,
કોઈ તને ના ઓળખે તું કોઈને જાણે નહિ.

૪૮૧

સાકી મદિરાને સનમના પાશમાં લોટયો જ છું
મેં જીગરથી કો દિવસ પશ્ચાતાપ તો કીધો નથી;
સાકી મને એ તુહની વાતો કદી કહેજે નહિ,
દિલને ખુશીમાં રાખવા સાકી મદિરા દે મને.

૪૮૨

તારી દિશા કે સાલ મારા હાથમાં આવી નહી,
તારી અજબ શક્તિ ન કોઇ જીવ ધારે કોઇ દી;
આ વાત કહેવાને તને મારી કંઇ શક્તિ નથી,
આ ગમગીનીને શાદીમાં ફેરાવવી એ વિકટ છે.

૪૮૩

સાકી ઊષા મધુરી પ્રકાશીછે જગે જાને હવે,
તું હોંશથી અમને મદિરા વેચજે મીઠી હવે;
જ્યાં શાંતિ વસતી હોય ત્યાં તું શાંત તો રહેજે સદા,
સાકી તવારીખથી છુટીને ભક્તિ તું તો શીખજે.

૪૮૪

સુખનંહિની માશૂક વિશ્વે વ્હાણું તો હમણાં થશે.
તું હે મદિરા ને મધુરાં ગીત પણ ગાને હવે;
એ તીરથી તે દઈ મહિનાના પુરા ગાળા મહિં,
જમશેદને કેખુશરૂ કઇ કેવા અહિં રવડયા અરે!

૪૮૫

મસ્તો ઊપર તું જયાંસુધી કર્કશ કદી થાશે નહિ,
વા તું ભલાઈથી બુરાઇ કંઇ કરે ના ત્યાંસુધી;
તું તો મદિરા પી સુખે, પીણું ન પીવાથી સખે,
દોજખ અને બેહિશ્તનો તું ભાગદાર થશે નહી.

૪૮૬

હું માગુંછું કે ઇશ આવું વિશ્વ તો ફરીને રચે,
હું જોઊં તેમજ આ પળેને આજ એવું ફરી રચે;
કાં તો પ્રભુ મુજ નામને નિજ દફતરેથી તો ભુંસે,
નહિ તો દુઃખો મારાં નિવારે સૌ દયાઘનશ્યામ એ.

૪૮૭

માલીક મારી રોજીનાં તું બારણાં ઊઘાડજે,
તારી દયા વિણુ માનવી મુફલીસ થઇ ફરતા જગે;
હું પી મદિરા મસ્ત થાઊંછું મને સંભાળજે,
નાહાનીથી હું ગેપ ભેજાંનો ન થાઊં ઓ પ્રભુ.

૪૮૮

બળેલાં ને ઝળેલાંઓ બળી જાવા સૃજાયાં છો,
જહન્નમની તપેલી આગમાં બળવા સૃજાયાં છો;
ખુદાને તારી પર કો દી રહમ કરવા નહિ કહેજે,
ખુદાને પણ રહમ શીખાવનારો કોણ તું તો છો.?

૪૮૯

તારી હિવાની પાકી છે તેથી ખુશી તું થા ભલા,
તું આ બધી એ વાસનાથી દુર છો તો ખુશ થા;
તું થા ખુશી તારી ઊપર કોનો તકાજો પણ નથી,
તેણે તને તો કાલનું પણ કામ દીધુંછે વળી.

૪૯૦

મને અહિં આવવાનું જો પુછયું હત તો ન આવત હું,
મને કો એ જવાનું જો કીધું હત તો ન જાતે હું;
જગતની આ જુઠી જંજાળ માંહે મેં નહિ પડતાં,
અહિંઆ આવવું રહેવું અને જાવું ન માગત હું.

૪૯૧

આદમ સુરાહી સમ હતો ને રૂહ મદિરા સમ હતી,
ને દેહ તેનો તો મીઠી સિતારીના જેવો હતો;
ખય્યામ આદમ ખાકી તો શાથી થયો તું જાણુછો?
ફાનસ સમા વિચારનો દીવા સમો એ તો હતો.

૪૯૨

આકાશ તું અમને જરૂર જરૂર કંઈ પણ આપજે,
તું તો અમોને જરૂર જગમાં રોજી પુરી આપજે;
રોટી મળ્યા પછી રાતનો ગૂલામ કો રહેતો નથી,
એવું છતાં પણ તું અમોને કંઇ જરૂર પણ આપજે.

૪૯૩

મેં એક દી કુંભારને કંઇ કામ કરતો નિરખ્યો,
તે માટીને ગુંદી અને કંઈ ઘાટ તો ઘડતો હતો;
મેં તો નજર માંડી જરા ઊંડું ઊંડું જોયું તહિં,
મારા પિતાની ખાક તેના હાથ ઊપર તો હતી.

૪૯૪

સાકી મને જો વિશ્વમાં એ ખાસ વસ્તુ માનતો,
એકેક ઘુંટડે સાકી તે મોસમ બધી ગુમાવતો;
મુજ હાથમાં નિજ રીત મુજબ તે મદિરા આપતો,
હું પીઊંછું હદમાં રહી પણ ્હોય મુજને છાંડતો.

૪૯૫

માશૂક તારા કૃત્યની તું તો કબુલત આપજે,
મઠમાં કરેલાં જુલ્મ માટે તું સદાએ પ્રાર્થજે;
મુડી દઇ દે સનમને ને કામ દે તું મનુજને,
ડાહ્યા અને મુરખા બધા આ વસ્તુથી કો પર નથી.

૪૯૬

આ જીવનની સૌ વાસનાને તો હમેશાં મ્હાણુવા,
આ ઊમદા જીવને તમે તો સર્વદા રંજાડતા;
આ જીવની તે આપદા ટાળે જ એવો સુજ્ઞ ના,
તું તેમનો લાચાર છો એ વાત તેઓ માનતા.

૪૯૭

ઓ વિશ્વના આધાર એવા સાધુજન સૌ સાંભળો,
આ જીવની સૃષ્ટિ મહિંથી શબ્દ થોડા સાંભળો;
પીશાચ ને હિંસક પશુ, માનવ અને જડ આ બધું,
જે જે બતાવોછો મને તે આપની સાથે જ છે.

૪૯૮

આ વિશ્વમાં ડાહ્યો ગણાવાની તને ખાહેશ છે,
સારી જહાંનો તું ભલા જામીન થાવાને મથે;
ભીરૂ અને વિશ્વાસુ એવા મજુરોના સંઘમાં,
ભુંડું કદી ના બોલજે ડાહ્યો જનો ગણશે તને.

૪૯૯

માલીક મેં શું પાપ કીધુંછે કહી દેને ખરૂં,
તેં તો મને જ્યાં ત્યાં જગતમાંહે ધકેલ્યોછે પ્રભુ;
માગ્યા વિના તું તો મને રોટી કદી દેતો નથી,
પાણી ભરી આવ્યા વિના પાણી મને દેતો નથી.

૫૦૦

તું ગમગીની છોડી અને આનન્દમાં દી ગાળજે,
અન્યાયી આવા વિશ્વમાં તું નીતિમાન થઈ રહે.
જો આખરે આ વિશ્વની કોઇ હયાતી છે નહિ,
તારી હયાતી પણ નથી તેથી સદા ખુશી રહે.

અમરેલી }
૧૫-૬-૨૪ }

હરિલાલ દ્વારકાદાસ સંઘવી.
Alias
સ્નેહી.



# બાવલા ખુન કેસ

બીજી આવૃત્તિ સુધારા વધારા સાથે

૯૦૦ પાના ૨૦૦-૨૫૦ ફોટો-ચિત્રો,

કિંમત રૂ. ૫ પોસ્ટેજ વધારે.

મી. બાવલાનું ખુન થયું ત્યારથીજ નહિ પણ તેનીએ પહેલાં એટલે કે મુમતાઝ દીલ્હી સ્ટેશને ઉતરી પડી ત્યાર પછી શ્રીરામ શંભુ દયાળનો કેસ મુંબઈમાં ચાલ્યો વિગેરે ઠેઠ પહેલેથી તે આ કેસનું હાઈ-કોર્ટમાં છેવટ આવ્યું ત્યાં સુધી જેમાં જુરીની તપાસ; પોલીસકોર્ટની તપાસ; વીલ કેસ; અને હાઈકોર્ટની લંબાણ તપાસ ઉપરાંત પ્રીવી કાઉન્સીલનો ચુકાદો, શ્રીમાન નરીમાન વકીલ મારફતે વૉઈસિરોય પર ગયેલી અરજી પરિણામે ગાદી ત્યાગ ઉપરાંત તાત્યા સાહેબની રખાત બબલીબાઈનો દસ વર્ષે થયેલો છુટકારો, તે બાઈના ખાનગી પત્રો, મુમુતાઝે કરેલાં નવાં લગ્ન, તેના માબાપ સાથે પોતાની છોકરી સંબંધનો હેવાલો વિગેરે સઘળી હકીકત ઉપરાંત આ કેસમાંના જાણીતા ગૃહસ્થોનાં ૨૦૦ થી ૨૫૦ ફોટો ચિત્રો જેમાં મુમતાઝનો નવો વર, મી. બાવલાથી થયેલ છોડી, વિગેરેના સુંદર આર્ટપેપર પર બે રંગમાં છાપેલા ફોટો ચિત્રો સાથેની આવી બુક ગુજરાતી ભાષામાં આ પહેલીજ છે.